# સાખળચો.

## સુચના.

સુચના એટલે આ પુસ્તકમાં જે શબ્દોનો અર્થ કર્યો નથી તેનો ખુલાસો તેના અહીં ત્રણ પ્રકાર કહેલા છે તે એવાકે પેહેલો ઓસડો વગેરેના વજન બાબત, બીજો ઊકાળા વગેરેની ક્રીઆઓ વીશે, ત્રીજો પ્રકાર સ્નેહ પાક બાબત;

## ઓસડ વગેરેનું વજન.

જે ઊકાળા વગેરે ઓસડોમાં જણસોનું વજન કહેલું નથી ત્યાં સર્વે ઓસડો તોલમાં બરાબર લેવાં પણ તે બરાબર કેટલાં લેવાં એ સશય એવી રીતે અટાડવોકે જ્યાં સ્વરસ એટલે જણસનો અગરસ લેવા બાબત કહેલુંછે ત્યાં સ્વરસની માત્રા હમેશા બે તોલા નેમવી

સ્વરસમાં ખાંડ, સાકર, મધ, ગોળ, ઈત્યાદી નાખવાનું હોયતો તે અરધો તોલો નાંખવું. પુટપાકની માત્રા હમેશાં ચાર તોલા જોઈએ તેમાં મધ નાખવુ હોય તો એક તોલો નાખવુ, તથા કલ્ક ચૂરણાદીક નાખવું પડેતો સ્વરસની પેઠે છ, માસા જોઇએ.

## ઉકાળાદી પ્રક્રિયા.

ઊકાળો—ઊકાળા માંહેલાં સર્વે ઓસડો મલી હમેશાં ચાર તોલા લઈ ખાંડવાં અને સોલગણું એટલે ૫૪, તોલા પાણી નાંખી ધીમા તાપે હાંડલામાં ઊકાળવો પછી આઠમો ભાગ એટલે ૮ તોલા બાકી રાખી નવશેકો પીવો તેટલો સહન ન થાયતો ૪ તોલા લેવો નહાના છોકરાને ·।· તોલાથી તે ૧ તોલા સુધી આપવો. તે ઊકાળો નરણે કોઠે તથા અનાજનું પાચન સારી પેઠે થયા પછી લેવો ઊકાળામાં ખાંડ, સાકર, નાંખવાની હોય તો વાત પીત્ત, કફ, એ રોગો ઊપર અનુક્રમથી ૪ થો. ૮ મો તથા ૧૬ મો ભાગ નાંખવો, અને મધ નાખવાનું હોય તો ઉલટું એટલે કફ ઊપર ૪ થો ભાગ, પીત્ત ઊપર આઠમો ભાગ, અને વાયુથી થયેલા રોગ ઊપર ૧૬ મો ભાગ એ પ્રમાણે નાખવું,—જીરૂ, ગુગળ, ખાર, શીળાજીત, હીંગ વગેરે ઓસડો ૩ ત્રણ માસા સુધી નાંખવાં.—દૂધ, ઘી, ગોળ, તેલ, કલ્ક, ચુર્ણ, વગેરે ઓસડો, ઊકાળામાં તોલો તોલો નાખવાં.

ફાંટ × તથા. હીમ * એવોનુ પણ વજન તથા તેમાં નાખવાની જણસોનું વજન ઉકાળા પ્રમાણેજ જાણવું.

કલ્ક—લીલું અથવા પલાળેલુ કીંવા સૂકું ઓસડ લઇ પથરા ઊપર વાટેછે તેને કલ્ક કેહે છે, તેનુ પ્રમાણુ ૧ તોલો જોઇએ. કલ્કમાં મધ, ઘી, તેલ વગેરે કલ્કથી બમણું જોઇએ. ખાંડ, સાકર,' ગોલ, એ બરાબર નાખવાં અને ઓસડ ચોગણુ જોઇએ.

---

† જણસો ખાડી ઉન્હા પાણીમા નાખી તેજ વખત ગળીનેજ પાણી લેછે તે.

* જણસો રાતે પાણીમા પલાળી સવારે ચોળી ને જ પાણી લે છે ત

ચુરણ—પણ ગુકેલુ ઓસડ લેઈ સારી રીતે ઝીણુ કરી વસ્ત્ર વડે ગાળવુ, તે ગાળેલા ભુકાને ચુરણ કહેછે તે મોટી ઉમરના માણસને ॥ તોલાથી એક તોલા સુધી, તથા નહાના છોકરાને ૧ માસાથી ૩ માસા સુધી વીચાર કરી બરાબર પ્રમાણ આપવુ ચુરણમા મોળ ગુરણ જેટલો નાખવો તથા સાકર બમણી નાખવી હીંગ નાખવી તે સેકીને નાખી હોયતો દારૂ અથવા મુરછા આવતી નથી ઘી, વગેરેની સાથે ચુર્ણ ચાટવુ પડેતો ચુર્ણથી બમણુ ઘી વગેરે જોઇએ. પાણીમા મેળવી ચુર્ણ લેવુ હોયતો પાણી ચોગણુ જોઇએ. ચુર્ણ, અવલેહ (ચાટણ) ગોળી, કલ્ક, એ ખાધા પછી જે પાણી અથવા દુધ પીવાનુ તે વાત, કફ, એ રોગો ઊપર અનુક્રમે કરી ૧૨-૮-૪ તોલા પીવુ એટલે જેમ પાણી ઊપર તેલનુ ટીપુ પડતા વેંતજ ચારે તરફ ફેલાય છે, તેમા અનુપાનના જોરવડે ઓસ૦ પણ સર્વ અ ગમા ફેલાય છે

કોઈ ચુર્ણને લીંબુના રસની વગેરે ભાવના એટલે પુટ દેવો પડેતો જેટલા રસમા સર્વ ચુર્ણ પલળે તેટલુજ ભાવનાનુ પ્રમાણ સમજવુ

જો પણ ઊપર ઉકાળા વગેરેના પ્રમાણો કહેલાછે તોપણ દેશ, વખત, પ્રકૃતી ઊંમર, અને શક્તિ વગેરેનો સારી પેઠે વિચાર કરી કહેલા ઓસડોના વજને વગેરે ઉપયોગમા લાવવા

## સ્નેહપાક

કલ્ક કરતા ચોગણુ ઘી, અથવા તેલ, લઈ તેનાથી ચોગણુ પાણી કિંવા બીજો દ્રવ પદાર્થ નાખી પકવવુ પછી તઇઆર થએલા સ્નેહની માત્રા ૪ તોલા પીવી જે જણસનુ તેલ અથવા ઘી કાઢવાનુ હોય તેનાથી ચોગણુ પાણી નાખી ચોથા ભાગનુ બાકી રાખવુ અને તેની સાથે તેલ કિંવા ઘી તઇઆર કરવુ—સુવાળો જણસ હોયતો પાણી ચોગણુ તથા કઠણ હોયતો સોળ ગણુ પાણી નાખવું જ્યા કેવળ પાણી, ઉકાળો, અને સ્વરસ એ વડે સ્નેહ તઇઆર કરવોછે તો ત્યા કલ્કનો ભા। અનુક્રમે કરી ૪ થો ૬ ઠો ૮ મો ભાગ નાખવો, દુધ, દહી, સ્વરસ, અને છાશ, એવોની સાથે સ્નેહ તઇઆર કરવો હોયતો આઠમો ભાગ કલ્ક નેમવો, અને કલ્કનો સારો પાક થવા સારૂ તેમા ચોથણુ પાણી નાખવું—જ્યા કેવળ ઉકાળા વડે સ્નેહ તઇઆર કરવાનોછે ત્યા ઉકાળાના ઓસડોનોજ કલ્ક નાખી સ્નેહ તઇઆર કરવો—જ્યા દધ વડે સ્નેહ તઇઆર કરવાનો છે ત્યા ઓસડો કરતા આઠ ગણુ દધ અને દધથી ચોગણુ પાણી નાખી પકવવુ સ્નેહનુ ટીપુ અગ્ની ઉપર નાખીએ તો તડતડ થવા લાગે એટલે શીદ્ધ થયો એવુ સમજવુ ફેણ આવવા લાગે એટલે સમજવુ કે તેલ તઇઆર થયુ, અને ફેણ આવીને મટી જાય એટલે ઘી તઇઆર થયુ એવુ જાણવુ

આ પરિભાષામાં ચાર પ્રકરણો છે તે એવા કે, ૧ પેહેલું યુક્તાયુક્ત વિચાર, ૨ બીજું વૈદ્ય લક્ષણ, ૩ ત્રીજું ઓસડ લેવાનો વખત, ૪ થું ઓસડ પ્રતિનિધી પ્રકરણ-એવી રીતે ચાર પ્રકરણો જાણવાં.

યુક્તાયુક્તવિચાર—સર્વ કામમાં નવાંજ ઓસડો નેમવાં પણ વાવડીંગ, પીપર, ગોળ, ધાણા, ઘી, મધ, એ છ પદાર્થો તો એક વરસના જુના લેવા, ગળો, કુડાની છાલ, અડુરસો, ભુરૂ કોહોળું, શતાવરી, આસંધ, કોરાંટો, વરીઆલી, ચાંદવેલ, એ ઓસડો હમેશાં તાજાંજ લેવાં. તાજા તેથી બમણાં લેવાં નહિ. બીજા ઓસડો લીલાં તથા તાજા છતાં પણ બમણાં લેવાં- જે ઓસડ લેવા વગેરેનો વખત કહેલો નથી ત્યાં સવાર જાણવી તથા જે ઓસડોનું અંગ કહેલું નથી ત્યાં તેનું મૂલ લેવું-તથા જ્યાં ભાગ કહેલો નથી ત્યાં બરાબરભાગ જાણવો-જ્યાં પાત્ર કહેલું નથી ત્યાં માટીનુ વાસણ લેવું. પ્રયોગમાં એક ઓસડ બે વખત આવ્યું હોય તે બમણું લેવું. ચુર્ણ તથા ઘી તથા તેલ વગેરે સ્નેહ પદાર્થોમાં તથા અવલેહમાં સુખડ કહી હોય તો ધોળીસુખડ લેવી—એક વરસ પછી ઓસડોનું તેજ તથા ગુણ ઓછો થાયછે તેમાં બે મહિના પછી ચુર્ણ નકામું પડેછે તથા ગોળી અને અવલેહ એક વરસ પછી ઉપયોગ વીનાના થાયછે. ઘી અને તેલ વગેરે પણ ચાર મહિના પછી ગુણ વિનાના થાયછે. ઓસડો તથા હલકા પાક એ એક વરસ પછી ગુણ વિનાના થાયછે તથા આસવ અને સોના વગેરે સર્વ ધાતુની ભસ્મો તથા રસાયણો એ જેમ જેમ જુનાં થાય તેમ તેમ તેના ગુણો વધતાં જાયછે. રોગો ઉપર ચુર્ણ ઉકાળો વગેરેની યોજના ગણ ઉપર કરવાની છતાં ગણોમાં એકાદું ઓસડ રોગને અનકુલ ન પડતુ હોય અને તે ઓસડ વ ગણ વગેરે ઉપર અનુકુલ હોય તોજ કાઢી નાંખવું તથા એકાદું ઓસડ ઘટારત છતાં ગણ પ્રમાણે ન હોય તોજ પોતાની બુદ્ધીયે કરી તેનો ઉપયોગ કરવો.

ઓસડો લાવવાનો પ્રકાર—પ્રાતઃકાળમાં ઉઠી સ્વસ્તચીત્તથી પવીત્ર થવું, પછી સારો દિવસ જોઈ દેવને નમસ્કાર તથા તેનુ ધ્યાન કરી કોઈની સાથે કાંઈ ન બોલતાં જ્યાંથી તે ઓસડો લાવવાનાં હોય ત્યાં જઇ તે ઓસડની ઊત્તર દિશાનુ મુલ અથવા છાલ કાઢી લાવવી-જે ઓસડ રાફડા ઉપર ઉગેલું તથા નરશી જગ્યા ઉપરના, તથા પાણીના આશ્રયથી હોય છે તે, તથા સ્મશાનભુમી ઉપર થાય છે તે, તથા જે જગ્યા ઉપર ઘાસ થતુ નથી તે જગ્યા ઉપરનું ઓસડ, તથા બજાર વગેરે ઠેકાણે ઉગેલું હોય, તથા ઉધે લાગેલી એવા પ્રકારનાં ઓસડો લાવવાં નહિ તેથી કાંઇ પણ કામ થવાનુ નહિ આસો તથા કાર્તિક મહિનામાં સર્વ ઓસડો રસથી ભરેલાં થાય છે એ માટે હરેક કામ સારૂ તે બે-

મહિનામા ઓસડો લાવી મુકવા. તથા જુલાબ અને ઉલટી થવા સારૂ જે ઓસડો જોઇએ તે વૈશાખ તથા જેઠમા લાવી મુકવા. જે ઝાડનુ જાડૂં મુળ છે તે મુળની છાલ લેવી તથા જે વનસ્પતીનુ મુળ પાતળું છે તેનુ મુળજ લેવુ, અથવા પાન ફૂલ મુલો મુદ્રા પણ લેવા, વ તથા પીપરના ઝાડ,જાબુ આબાડો પી પળો વગેરેની છાલ લેવી, બીયો,ખેર, આર્શાદિરો, મહુડો, બાવળ વગેરે ઝાડોની અંતર છાલ લેવી તાલીસપત્ર, તમાલપત્ર, કુવાર, નાગવેલ, વગેરેના પાનથ લેવા. ત્રીફલા, સોપારી, બોર વગેરેના ફલો લેવા, ધાવરી, ખાખરો, ગુલાબ, વગેરેના ફૂલો લેવા, થાર, આકડો વગેરેનુ દૂધ લેવુ એ પ્રકારે ઓસડોનુ ગ્રહણ કરવુ

## વખત તથા દેશના વીશે કીઆ કીઆ દોશોનુ પ્રબલ હોય છે તે.

ભાદરવો શ્રાવણ, માહ માગસર, પોશ, આશાડ, એટલા માસોમા વાયુનુ પ્રબલ જાણવુ વૈશાક, આસો, જેઠ, કાર્તક, એ મહિનામા પીત્તનું પ્રબળ જાણવું તથા ફાગણ, ચઇત્ર, એમા કફનું જોર-તથા દક્ષિણ તથા પશ્ચિમ સમુદ્રના તીરે પીત્તનો વધારો અને પૂર્વ સમુદ્રના તીરે ગરમી હોય છે-ઉત્તર દેશમા કફ હોય છે-સીંદ્ધ દરીની તલેઠીમા પીત્ત વધારે હોય છે અને તેના મથાળે કફનો વધારો હોય છે-કાવેરીના દક્ષિણ તીરે ઉશ્ન પણ હોય છે- તુગભદ્રાના તીરે પીત્તનો વધારો હોય છે કૃષ્ણાના તીરે વાતનો વધારો હોય છે ગોદાવરીના બેઉ ભાગમા ત્રિદોશનુ સેળ સેળપણુ હોય છે- તાપી તીરે તથા તાપીના દક્ષિણ ભાગમા વાતનો વધારો રેવા તીરે તથા તેના દક્ષિણ ભાગમાં પિત્તનો વધારો મહીના કાંઠે તથા તેના દક્ષિણ પડખે પિત્તનો વધારો પાર્વતી તીરે દોષથી સેળસેળ હોય છે, ગંગા તથા જમનાના તીરે શરદી હોય છે-એ પ્રમાણે કાળ, દેશ, એનો વિચાર કરી ઓશડ આપવુ

વૈદ્ય લક્ષણ—ગુરૂ પાસેથી સંપૂર્ણ વૈદક શીખેલો તથા રસાયણ વગેરે ઓસડો બનાવવામા કુશળ તથા જશવાળો, લોભવીનાનો, ધીરજવાન, દયાવત, સારા આચરણવાળો, અભીમાન વીનાનો, ધરમ કરનારો, આળસ વીનાનો, દેવની ભક્તી કરનારો, એવા લક્ષણોથી યુક્ત જોઇએ અને જેને એક એક રોગ ઉપર એકસો ઉપાયોની ખબર છે તેને વૈદ્ય કહે છે ચણુસો ઉપાયો જાણે છે તેને ચીકીત્સક કહે છે સાતસો ઉપાયો જાણે છે તેને ધનવતરી કહે છે એ કરતા વધારે વૈદ્યોના લક્ષણો ઠોશાતરોના વીશે જોવા

ઓશડ લેવાનો વખત- વૈદે ઘણુ કરી ઓસડ પ્રાત.કાળે આપવુ પણ અંગરસ, કલ્ક, ઉકાળો તથા ફાટ, તથા હીમ, એ તોવિશેષકરી સવારમાજ આપવા પિત્ત, કફ, એનો પ્રકોપ થયો છતા પિત્તને જુલાબ અને કફને ઉલટી તેમજ લેખન ( અપતર્પણ ) ઓસડે જાડાને પાતળો કરવાનું ( ઓસડે વાયુ વગેરે

દોષોને સ્નેહાદીવડે પાતળા કરવા ) જાડા માણસને મધ તથા પાણી આપી પાતળો કરવો એ બાબત પણ ઓસડ પ્રાતઃકાળેજ આપવું. તથા રોગીને સવારે ભોજન આપવું નહિ. ગુદ સંબંધી વાયુ બંદ પડયો હોય તો ભોજન પેહેલાં જરાવાર ઓસડ ભક્ષણ કરવું તથા અરૂચી થઈ હોય તો તરેહ તરેહના અનાજો તથા ઘણા એક પ્રકારના તીખા તમતમા પદાર્થોની સાથે ઓસડો આપવાં. નાભી સંબંધી વાયુ પ્રકોપ થયો હોય તથા જઠરાગ્રી મદ પડયો છતાં અગ્રી પ્રદીપ્ત થાય એવું ઓસડ ભોજનમાં આપવું. તથા સર્વ શરીરમાં વ્યાપી વાયુ કોપ પામ્યો હોય તો ભોજન થયા પછી ઓસડ આપવું તથા હેડકી તથા આક્ષેપક તથા કપવાયનો કોપ થયો છતાં ભોજનના પેહેલાં તથા અંતે ઓસડ આપવું. કંઠ સબંધી ઉદાન વાયુનો કોપ થઈ સ્વર ભગાદી રોગ થયા છતાં સાંઝના ભોજન વખતે કોળીયાની સાથે તથા બે કોળીયામાં ઓસડ આપવું છાતી માંહેના વાયુનો કોપ થયો છતાં ઘણુ કરી સાંઝનુ ભોજન થયા પછી ઓસડ આપવુ. તરસ, ઉલટી, તથા હેડકી, સ્વાસ, તથા ઝેર દોષ એ છતાં વારવાર અનાજ વીના તથા અનાજની સાથે ઓસડો આપતા જવું એટલે ગ્રીવા મુળ તેના ઉર્દ્ધ્વ ભાગે કર્ણ રોગ તથા નેત્ર રોગ તથા મુખ રોગ તથા નાસા રોગ ઈત્યાદી રોગો બાબત તથા વરધવાયુ વગેરે દોષોના વધારા વાસ્તે રાત્રીના વીશે પાચનરૂપ તવા શમનરૂપ ઓસડ અનાજ વીનાનુ આપવુ.

---

## ઓસડ પ્રતીનીધી.

| ઓસડ. | પ્રતીનીધી. |
|---|---|
| અતઃસ મારજની. | અજમો; અજમોદા. |
| અતીવીખનીકળી. | નાગરમોથ. |
| અભ્રક સત્વ. | લોઢાનો કાટોડો. |
| અષ્ટમુત્ર. | ગોમુત્ર. |
| અમ્લવેતસ. | ચુકો, ચણાની ખાટી |
| આસવ. | મદય. |
| ઉત્પલ. | કમલ |
| ઋધીવૃધી. | કકરકદ, મહાબલા. |
| અહંસ્રા | માનકંદ માયાનુમુળ |
| કોકમ | ખાટુ દાડમ. |

| | |
|---|---|
| આમ્લ | કાછ |
| કંદ. | સુરણ. |
| કસ્તુરી. | જાવત્રી. |
| મરીચ કંકોલ. | ક્ષીરકંકોલી આસંધ શતાવરી. |
| લોધ્રાનો કરાડો. | અજવેલ પોલાદ. |
| કપુર. | મુખડ રાતી મુખડ. |
| કસમીરી. | શીવણ મદુકાતુ ઝાડ. |
| કેળ | વમડા ઉંકેળ |
| કેશર | કુસુંભ. |
| ખેરસાલ. | કડવા લીંબડાની છાલ |
| ગજ પીપર | પીપરી મૂળ |
| વદુ | બાવરો. |
| ગોળ. | શબડી ઓગોળ |
| મુખડ. | વાળો કપુર |
| ચવક | ગજ પીપર |
| ચીત્રક | રાતી નેપાળો. |
| જાવ ત્રી. | લવંગ. |
| ભોરીંગણી | કડવો લીંબડો. |
| મરીજ કંકોલ | વેલચી જાવત્રી. |
| ભોરીંગણી | મીઠીરીંગણી. |
| કડુ જીરૂ | શાહજીરૂ |
| ધમાસો | દુરાલભા. |
| ધાવડીના ફૂલ | મહુડાના ફૂલ. |
| નખલો | લવીંગ. |
| નાગકેશર | કમલકેસર. |
| કમલફુલ | કમોદ પુષ્પ. |
| પીપર. | મરી. |
| પુષ્કર મૂળ. | કોઇ |
| બકુળ | કલ્હાર કમલ. |
| બહીલ મારજનો. | અજમોદ અજમો. |
| બાવચી. | કુવાડીયાનુબીજ |
| ચીલામો. | ચીત્રક |
| ભોરીંગણી | મીઠીરીંગણી. |
| ભદ્રમોથ. | કપુર |

| | |
|---|---|
| ભાંગરાનુમૂળ. | રીંગણીમુળ. |
| મધ. | જુનો ગોળ. |
| મોરની ચોટલી. | હીમજ. |
| જીરૂ. | ધાણા. |
| જીવક, રૂશભક. | ભોયકોહોળુ વંશલોચન. |
| જેસ્ટીમધ. | ધાવરીના ફુલ. |
| તગર. | કોસ્ટ: |
| ચોખા. | જુવાર સાઠી ચોખા. |
| તાલીસપત્ર. | સ્વર્ણ તાલીસપત્ર. |
| તુવર. | કળથી. |
| જુનુ ઘી. | તાજું ઘી. |
| દહી. | છાશ. |
| દારૂ હળદર. | હળદર. |
| બકરીનુ દૂધ, તથા ગાડરાનુ દૂધ. | ગાયનુ દૂધ. |
| દરાખ. | ખજુર શેવનુ ફલ એટલે સફરજન. |
| મસુર. | અડદ. |
| માક્ષીક. | સોના ગેરૂ. |
| મરી. | લવીંગ. |
| મગ. | મઠ. |
| ખાંડ. | સાકર જુનુ મધ. |
| સોનુ સુવર્ણુ માક્ષીક. | લોઢાનુ ભસ્મ. |
| હીરો. | વઇક્રાંતમણી. |
| હરડે. | આમળા. |
| મોથ માહામેદ. | { જેસ્ટીમધ તથા આસંધ શતાવરી પ્રસારણી. |
| મોતી | મોતીની છીપ |
| મોરવેલ. | દાલચીની. |
| રાતી સુખડ. | વાળો. |
| રતાંજની. | દારૂ હળદર. |
| આકડાનુ દૂધ | આકડાના પાનનો રસ |
| રુપુ. | રૌપ્યમાક્ષીક લોહભસ્મ. |
| રીગણી. | મયુરશીખા |
| વરીના ચોખા. | સાંમો |

| | |
|---|---|
| વરાળુ. | લાક |
| વારાહીકંદ. | ડુક્કરકંદ. |
| વાળો. | નાગરમોથ |
| એખરો. | નળ |
| વજ | મોરવેલ કોલીંજન. |
| શાકા. | દુધીયુ |
| સમળ. | મીઠુ વાપરવાનુ પંચલવણ. |
| સુંઠ. | આદુ |
| સોરઠી માટી | ફટકડી |
| સ્રોતોંજ | ફોરસ, મરોરો. |

ક્ષારના ઠેકાણે સારોઢીનો રસ આપવો અને જે પદાર્થો મળતા નથી. તે ઓના ગુણ દોશ જોઈ તેવાજ ગુણો જે પદાર્થોના હોય તે પદાર્થો તે ઠેકાણે યોજવા

## પરિભાષાપ્રકરણ સમાપ્ત.

---

## પરીક્ષા પ્રકરણ પ્રારંભ

નાડી પરીક્ષા—તેલ લગાડેલા તથા સ્નાન અને ભોજન કરેલા માણસની તથા ભુખ અને તરસથી પીડાયલા માણસની નાડી જોઈ છતા બરાબર પરીક્ષા થતી નથી. તેથી સવારમા છઠી ઘડીવાર નીરાંતે બેઠેલા જે તેની નાડી જોઈએ એટલે સારી રીતે જાણવામા આવેછ પુરૂષનો જમણો હાથ તથા સ્ત્રીનો ડાબો હાથ લાંબો શીધો કરી અંગુઠાના થાંભા તર્જની, મધ્યમા, અનામીકા, એવા ત્રણ આંગળાં સુદી વાત, પિત્ત, કફ, એ દોષો અનુક્રમે કરી જાણવા તેમજ પગના મુળે નાડી જોવી પ્રાતઃકાળે દશ ઘડી સુધી કફ નાડી તથા મધ્યાને દશ ઘડી સુધી પિત્તનાડી, તથા સાંઝે દશ ઘડી સુધી વાયુની નાડી, એ પ્રમાણે રાતની પણ નાડી જાણવી.

હાવે નાડીની ગતીના લક્ષણો—વાંકી તથા સરપ અને જળોની ચાલ જેવી ચાલે છે તે વાયુની નાડી જાણવી જલદીથી દેડકા, તથા કાગડા, તથા કુલીંગપક્ષી જેવી ચાલે છે, ત પિત્ત નાડી જાણવી હંસ તથા પારેવા તથા મોર તથા કુકડા જેવી મંદ મંદ ચાલે છે તે કફ નાડી જાણવી. સન્નિપાત થયો છતાં નાડી લાવક પક્ષી તથા તીતર જેવી ચાલે છે તથા બે દોષનો કોપ

થયો છતાં નાડી હળવે હળવે ચાલી ફરી તરતજ જલદી જલદી ચાલવા લાગે છે. અને જે નાડી પોતાના સ્થાનકથકે છુટીને તથા રહી રહીને ચાલે છે તે, તથા ઘણી નબળી અને ઘણી થંડી થઇ, તે એવી ચાર પ્રકારની નાડીયો રોગીના પ્રાણનો નાશ કરેછે. સામાન્ય તાવનો કોપ થયો છતાં નાડી ગરમ થઇ મોટા વેગથી ચાલે છે. તથા સ્ત્રીયો વગેરે ઊપર ઈછા થઈ તે પ્રાપ્ત ન થતાં, તથા ક્રોધ આવ્યો છતાં નાડી ઘણા વેગથી ચાલે છે. તથા ચીંતા અને ભય એ પ્રાપ્ત થયા છતાં નાડી નબળી પડેછે. તથા મંદાગ્ની, તથા ધાતુ, ક્ષીણ એવા માણસની નાડી ઘણી મંદ થાયછે, તથા લોહીના કોપવડે નાડી વ્યાપેલી છતાં થોડી થોડી ગરમ થઈ પાષાણ જેવી ભારે થાય છે. તથા આમયુક્ત છતાં ઘણી ભારે થાયછે. ગર્ભવંતી સ્ત્રીની નાડી ગંભીર તથા પુસ્ટ અને હલકી એવી ચાલે છે. તરસ લાગેલા, તથા સુતેલા, આળસુ, સુખી, તથા સુઇને ઊઠેલા, એવા માણસોની, તથા કોઈ એક કામની યોજના કરનારાની નાડી સ્થીર ચાલે છે, મળમુત્રથી વ્યાપ્ત થયેલી છતાં તાવ પરમાણે ચાલે છે.લોભ, તથા મદ ઉપ્તન થયા હોય તો જરા ચંચળ ચાલે છે, ચોરની નાડી થોડી તીવ્ર તથા કાંઈ નમ્ર ચાલે છે. ઉદ્યોગી તથા પથ કરી થાકેલા માણસની નાડી ગરમ તથા ચંચળ ચાલે છે.

ભુત નાડી—ટચલી આંગલીની નાડી ચાલતી હોય તો ભુતનો ઉપદ્રવ જાણવો, અનામીકાની નાડી ચાલતી હોય તો કુળ દેવતાનો કોપ જાણવો, તથા ધમનીની નાડી ચાલતી હોય તો જળદેવતાનો ઉપદ્રવ જાણવો, વચલી અગળીની નાડી ચાલતી હોય તો અવગતીઆની પીડા જાણવી.

અજીર્ણની નાડી—કાગડા તથા હંસની ચાલ જેવી આકાશની ગતી જેવી તથા સુતેલા માણસની નાડીની પેઠે તથા થોડી એક કફની નાડી જેવી ચાલે છે.

ઉત્તમ તબીયતવાળાની નાડી—જેનો જઠરાગ્ની પ્રદીપ્ત છે, તેની નાડી હલકી અને વેગથી ચાલે છે.નીરાંત વાળા માણસની નાડી સ્થીર છતાં પ્રબળ હોય છે, તથા જે ભુખથી વ્યાપેલો હોય તેની નાડી ચંચળ હોય છે, તથા ભોજન વગેરેથી તૃપ્ત થયેલાની નાડી અચળ હોય છે.

અસાધ્ય શંનીપાતની નાડી—તુટતી તુટતી ઘણી જલદીથી લાકડા જેવી કઠણ અને સ્થીર તથા વાંકી તથા ક્ષણમાં જલદી તથા ઘણી ગરમ તથા અતી વેગ છતાં તાવથી વ્યાપ્ત અને લાવક, તીતર, પીંગળ પક્ષીની ગતી જેવી અને ગુચાતી ગુચાતી તથા પોતાનુ સ્થાનક છોડી ચાલે છે તથા ક્ષણમાં સ્થાનક

ઊપર આવેછે એ પ્રમાણે શનીપાતની નાડી જાણવી. જે નાડી રહી રહી ચાલે છે, તથા અતી તીવ્ર અને ઠંડી થયેલી તથા એક એક ક્ષણી સુધી જાય તે અ તની જાણવી તેમજ તરજનીની નાડી ચાલવા લાગેતો તેપણ અ તની જાણવી નાડી પોતાના સ્થાનકે ભમતી છતા ચક્રની પેઠે ભમે છે તથા ક્ષણની નાડી પ્રમાણે ચાલે છે તથા ક્ષણમા અતી સુક્ષ્મ વહે છે તે અસાધ્ય જાણવી. જે મધ્યાને તાવની સાથે અને અગ્ની જેવી એવી નાડી ચાલવા લાગી હીંવા ગતી મુકી અતી જલદીથી ચાલી તો રોગી એક દિવસે મરશે તથા જેની નાડી ડમરૂ જેવી ચાલવા લાગે તો તે ચોથા દિવસે મરશે તથા જેની નાડીએ સ્થાનક છોડ્યુ તે ત્રણ દિવસમા મરશે, જે નાડી ગરમ તથા શરીર તેજ વિનાનુ છતા ઠીંડુ અથવા પણ તાવથી મરેલુ હોય તથા શરીર નબળુ, તથા નાડીની ગતી મંદ હોય તો રોગી બે દિવસમા મરશે એ પ્રકારે નાડી પરિક્ષા જાણવી

મુત્રપરિક્ષા—કાચ અથવા કાસાના પાત્રમા સવારે રોગીનુ મુત્ર પેહેલી ધાર તથા છેવટની ધારનો ત્યાગ કરી વચલુ મુત્ર લેવુ તેમા તેલનુ ટીંપુ ઘાસની સળી વડે નાખવુ તે ટીંપુ જો તળીએ જઈ ઊપર આવે અને તે ટીંપામા છીદ્ર દેખાય તથા મુત્ર કાળુ હીંવા રાતા ઊપર છે, તો રોગી અસાધ્ય જાણવો. ટીંપુ નાખતા વેત ફેલાય તો અસાધ્ય ટીંપુ તેમજ રહેતે કસ્ટ સાધ્ય તળીયે બેસેતો મુત્યુ જાણવુ વાયુનો વધારો છે તો ટીંપુ નાખતા વેતજ ફેલાય છે અને મુત્ર લોહી જેવુ તથા શીતળ હોય છે પીત્તનો વધારો હોય તો તેલમા પરપોટા થાય છે તથા મુત્ર પીળુ અને ગરમ હોય છે કફનો વધારો હોય તો મુત્ર ચીકણુ તથા ધોળુ તથા બરફ જેવા રંગનુ જણાય છે શનીપાતનુ કાળુ તથા રાતુ તથા પીળુ એવુ ભેળ સેળ રંગનુ હોય છે વાત પીત્તનુ કુમાશના રંગ જેવુ તથા વાત કફનુ ફેણ યુક્ત તથા ધાતુ અને ઇંદ્રીયના એનુ તેલ જેવુ હોય છે ત્રિદોષનુ કાળુ તથા પીળુ તથા રાતુ ફેણયુક્ત તથા પરપોટા યુક્ત તથા સોના જેવા રંગ જેવુ જણાયછે

હવે બીદુના લક્ષણો—ચમ્મર, કમળ, શંખ, પાન, કળશ ફૂલ, ચક્ષી, એમના જેવો ટીંપાનો આકાર થયો તો રોગી અસાધ્ય છે એવુ જાણવુ શીન્હ કુતરુ, હાથી, કાગડો, જલ, માણસ, શસ્ત્ર, સરપ, વાનર, વીંછી, બિલાડુ, કાર એમના જેવો આકાર થયો છતા તે રોગી અસાધ્ય જાણવો. પૂર્વ, પશ્ચિમ હીંવા ઊત્તર, એ દિશા ઊપર ટીંપુ વધુ હોય તો રોગી બચશે. દક્ષિણ દિશાયે પેહેલો રોગી મરશે અગ્નિ, નૈરૂત, વાયવ્ય, ઇશાન એ દિશાઓની તરફ જાય, તો

રોગી અસાધ્ય જાણવો. પૂર્વની તરફ છેડો ચાલ્યો હોય તો લગવાડની પીડા જાણવી. દક્ષિણમાં મહાપુરૂષની પીડા, પશ્ચિમમાં ક્ષેત્રપાળની પીડા, ઊત્તરમાં વનદેવની પીડા. અગ્નિ, નઈરૂત, ઈશાન, વાવ્ય એ દિશાયે ગ્રામદેવતા અથવા કુળ દેવતાની પીડા જાણવી. ટીપું ફેલાઇ અંદર ચાલણી જેવાં છીદરો પડે તો ભૂત પ્રેત એવા અનેક દોષ છે એવુ જાણવુ બે માંથા જેવો અથવા પુરૂષ જેવો ટીપાંનો આકાર થાય તો ચાંડાલ ભૂત અથવા ફરનારા પીશાચનો વળગાડ છે એવું જાણવુ. પશ્ચિમ દિશાએ ટીપું વધી સરપનો આકાર થાય તો પેટનો રોગ છે એવું જાણવુ. ટીપાંનો આકાર ત્રિકોણ થયો હોય તો શાકીની, તથા કુળ-દેવતાનો ક્ષોભ જાણવો માંથા વગર અથવા ગાત્ર વીનાના, માણસ જેવો આકાર થયો હોય તો રોગ અસાધ્ય જાણવો. મુત્ર ઘીની કણીયો જેવુ થાય તો જલો-દર થયું એવુ જાણવું. જે તેલનું ટીપુ ફેલાઈ મુત્રની સાથે મળી જાય તો અસાધ્ય જાણવું.

મલ પરીક્ષા—વાયુનો કોપ થયો છતાં મલ ફેણ યુકત તથા ભુખરો અને ધૂમાડના વર્ણ જેવો અને ચુંથા પાણી જેવો હોય છે. પીત્તનો કોપ થયો હોય તો લીલો, પીળો, દુર્ગંધી યુકત, સીથીલ, ગરમ, એવો હોય છે. કફનો કોપ થયો હોય તો ધોળો તથા કાંઈક સુખાએલ અને કાંઇક લીલો તથા ચીકણો એવો હોય છે, વાત કફનો કાળો તથા ચીકણો છોડાંથી યુકત એવો હોય છે. વાત પીત્તનો પીળો તથા કાળો તથા આરદ્ર અને માહે ગાંઠયો એવો હોય છે. પીત્ત કફનો પીળાસ ઊપર તથા પાંડુરવર્ણ જેવો હોય છે. ત્રિદોષનો ધોળો, પીળો, કાળો, સીથીલ, અને તેમાં ગાંઠો એવો હોય છે. અજીર્ણનો દુર્ગંધ યુકત છતાં સીથીલ હોય છે. જીર્ણજવરનો છીડા યુકત.—જલોદરનો ઘણી દુર્ગંધીનો તથા ધોળો, ક્ષયનો કાળો, રકત કોપનો પાતળો, અને લોહી જેવો. મરવા વખ-તનો દુર્ગંધી વાળો તથા રાતો છતાં. જરા સ્વેત વર્ણો તથા માંસ જેવો તથા શામ વર્ણો હોય છે. એવી રીતે મળ પરીક્ષા જાણવી.

જીભની પરીક્ષા—વાયુનો કોપ છતાં જીભ ખરખરી હોય છે તથાં ફુટેલી અને પીળાસ ઊપર હોય છે. પીત્તનો કોપ હોય તો રાતી છતાં તેમાં જરા કાળાસ હોય છે. કફનો કોપ હોય તો શ્વેતવર્ણી, રસયુકત, ચીકણી, એવી હોય છે. બે દોષનો કોપ હોય તો તે દોષના લક્ષણે કરીને યુક્ત હોય છે. ત્રિદોષનો કોપ હોય તો કાળી, કાંટા યુકત સુકાયલી હોય છે. અરૂચી, તથા અતી-સાર હોય તો જીભ મધના વર્ણ જેવી હોય છે. પ્રમેહ તથા સંગ્રહણીની ધુમાડાના વર્ણ જેવી તથા ગરમ અને મગરી એવી હોય છે. વીસ ફોટક રોગ હોય તો જીભ ખરભરી કાંટા જેવી છતાં તેમાંથી પાણી ચુવે છે, મરણ વખ-

તની જીભ ખરખરી છતા અંદર તણાવવાળી તથા ફેણ યુક્ત તથા કાળુ તથા લાલ બંધાયેલી હોય છે એ પ્રમાણે જીભની પરીક્ષા જાણવી

નેત્ર પરીક્ષા—વાયુનો કોપ હોય તો નેત્ર લુખા, તથા ધુમ્ર વરણા તથા બળતરા યુક્ત તથા ચંચળ, તથા ઊંડા, એવા હોય છે પીત્તનો કોપ હોય તો નેત્રો પીળા હળદર જેવા, તથા રાતા, તથા બળતર યુક્ત અને દીવો જોવાને અશક્ત એવા હોય છે કફનો કોપ હોય તો નેત્રો સ્વેતવરણ તથા તેજ વીનાના તથા પાણી ટપકતા તથા ચીકણા છતા શીથીલ એવા હોય છે બે દોષનો કોપ હોય તો તે દોષના લક્ષણે કરી યુક્ત હોય છે ત્રિદોષનો કોપ છતા નેત્રો લાલ તથા જરા શામ વર્ણ તથા ઉઘાડાયેલા અને મીંચવા જેવા હોય છે હવે અસાધ્ય લક્ષણો—જેની ૧ આખ મીંચેલા જેવી છતા ફરીથી ખુલી હોય છે તથા બીજી આખ મીંચેલી છતા તે રોગી ૧ પોહોરમા મરસે અથવા નજર ઊંચી હોય તો પણ રોગી અસાધ્ય જાણવો તથા નેત્રો કંપ યુક્ત છતા. મનફર જેવા ચંચળ તથા ઠીવરામણા તથા તેજ વીનાના તથા કૃષ્ણવર્ણ તથા કાળાશ ઊપર તથા રાતા તથા ધુખરા થાય છે તથા ચેહેરો ભયંકર દેખાય છે તો તે રોગી અસાધ્ય નેત્રમાયલી પુતળી બમીસ્ર પણ નેત્રો મીંચેલા જેવા દેખાય છે તે રોગી ૧ દીવસમા મરસે, એમ જાણવુ

ભૂત ઊપદ્રવના નેત્રો—ભમેલા જેવા છતા ચકર વકર ફરે છે એ પ્રમાણે નેત્રપરીક્ષા જાણવી

રૂપ પરીક્ષા—પ્રાત.કાળે રોગીપાસે જઇ તેહનુ રૂપ જોઈ. તે તેજહીન તથા વીપરીત શામવર્ણ હોય તો તે રોગ વાયુથી ઉત્પન્ન થયેલો જાણવો. પીળુ મુખ તથા જરાસોજે ભરેલો હોય તો પીત્ત પ્રકોપ જાણવો. કલાહીન ચેહેરો છતા તે લાળો દેખાય છે તથા આખો વિલક્ષણ એવા લક્ષણે કરી કફ પ્રકોપ જાણવો તથા નેત્રોએ જોયા છતા જેવા રોગની પરીક્ષા થાય, તેવા નામો રાખવા પ્યાહા તથા કાવેળ, તથા ગાઢ, તથા શૂળ, તથા વાયુ, તથા વાયુગોળો તથા વરાદ અથવા ટબો. તથા દીરમ, તથા કઠોર ગુલ્મ, એ રોગો હાથવડે ડાબી જોઇ ફલાણો રોગ છે એવો નીશ્ચય કરવો એ પ્રમાણે રૂપ પરીક્ષા જાણવી

શબ્દ પરીક્ષા—વાયુનો કોપ હોય તો ગળામાથી શબ્દ નીકળેછે તે રૌમ્ય સ્વરસે હલકો નીસરેછે પીત્તનો પ્રકોપ હોય તો આવાજ સાફ નીકળેછે કફનો કોપ હોય તો આવાજ ભારે તથા પાપરો નીકળેછે બે દોષનો તથા ત્રીદોષનો કોપ હોય તો આવાજ બે દોષો તથા ત્રીદોષોના લક્ષણો યુક્ત હોય છે, એવુ જાણવુ

સ્પર્શપરીક્ષા—વાયુનો કોપ હોય તો શરીરનો સ્પર્શ સાગ તથા આખ- રાના પાનડા જેવો ખરભરો છતાં શીતલ હોય છે. પીત્તનો કોપ છતાં સ્પર્શ ગરમ હોય છે. તથા કફનો કોપ છતાં શીતલ અને આરદ્ર એવો હોય છે. બે દોષ તથા ત્રિદોષનો કોપ છતાં એ દોષ તથા ત્રિદોષના લક્ષણે કરી યુક્ત હોય છે. તથા જેના શરીરનો સ્પર્શ ક્ષણમાં થંડો તથા ક્ષણમાં ઘણો ગરમ અને રોગે કરી વ્યાપ્ત એવો છે તો તે રોગી અસાધ્ય જાણવો. એ પ્રમાણે સ્પર્શ પરીક્ષા જાણવી.

કાળજ્ઞાન-સાધ્ય લક્ષણ—ચેહરો રોશનીદાર નાડી બરાબર, કોકીલા જેવો સ્વર, અગ્ની પ્રદીપ્ત, માંથાનેચળ, જીભ અને હોઠ રસ યુકત, હાથ પગના તળીઆં તથા હોઠ, તથા હૃદય એના વીશે દ્રઢતા, તથા મન ચીંતા વીનાનું, નખો અનેરગો રાતાં, સુગંધી પદાર્થો ઊપર ઇછા એવાં લક્ષણો થયાં હોય તો રોગ જલદીથી મટશે એવું જાણવું અસાધ્ય લક્ષણો—અતિ તીક્ષ્ણ જ્વર, બરળાવું. નેત્રો તથો નખો ઘણાજ રાતા, કીંવા સ્વેત, હાત, પગ, તાડા, પડેલા સાદ ક્ષીણ, મોં તથા નાક તેજ વિનાનાં, ગળું રોંધાએલું, હેડકી, શરીર ભયકર, મુરછા, ભ્રમ, કંપારો, એવા લક્ષણો થયાં હોય તો તે રોગી અસાધ્ય જાણવો. જેના નાકની જમલી નાકસુરી એક, અથવા બે કીંવા ત્રણ દિવસ એક સરખી વહેછે તો તે માણસ ત્રણ વરસે તથા એક વરસે તથા છ મહિને ક્રમે કરી મરશે જેની ઢાબી નાક સુરી દિવસે ઘણી જલદીથી ચાલે છે અને રાત્રે બંદ થાય છે તે ચાર દિવસમાં મરશે. જેની બેઊ નાકસુરીઓ દસ દિવસ બરાબર ચાલે છે તે ત્રણ દિવસ જીવશે. જેના ડાબા હાથની નાડી ચાલતાં ચાલતાં તુટે છે તથા ડાબી નાકસુરી છેકજ બંદ થાય છે તે તરત મરશે. જેનું નાક વાંકુ થાય અને નાકસુરીઓ બંદ થઈ મોમાંથી શ્વાસ ચાલવા માંડે તો તે દસ પોહોર જીવસે. જે માણસનો પડછાંયો દક્ષિણ તરફ દેખાવા લાગે તો તે માણસ પાંચ દિવસમાં મરશે. જે માણસની છાયા પુરૂષ બે ભુજ અને માથા વીનાની દેખાય તો તે માણસ એક મહિનો જીવશે. જે માણસ કાળુ છતાં એકાએક પીળું હોય તો તે બે વરસ જીવશે. જેનુ મોં દર્પણ અથવા ઘીમાં દેખાય નહિ તો તે છ મહિનાએ મરશે. જેના દાંત, હોઠ, જીભ એ સુકાં પડી આવેછે, તથા નેત્રો નખો નીલવર્ણ થયાં તથાં પીળો રંગ તથા લીલો અને રાતો રંગ કાળો, કાળો દેખાવવા લાગ્યો તો તે છ મહિના જીવશે. જેને આકાશમાં ઘણી પ્રકારના રંગના સાપ નજરે આવે તો તે ત્રણ મહિના જીવશે. જેને વીર્ય છુટવા વખતે મુત્ર આવવા લાગે તથા છીક આવે તો તે એક વરસે મરશે. જેને ઝાડો અને પેશાબ એ બેઊ સાથેજ હોય તો તે એક વરશે મરશે. જેને માંથુ તથા હાથ પગ એ

પાણીમા જોયા છતા ન દેખાય તો તે એક વરસ જીવશે તડકામા ઊભો રહયો છતા જેનો પડછાયો કંપ પામે છે તે ચાર મહીના જીવશે હાથ પગ છાતી એ નાહ્યા પછી તરતજ પોતાની મેળે સુકા પડે તો તે ત્રણ મહીના જીવશે જેને કરવા તથા ખાટા વગેરે પદાર્થો એકાએક ઊલટા દેખાય તો તે ૭ મહિના જીવશે જેને સૂર્ય અથવા ચંદ્ર આકાશમા બબે દેખાય છે અને રાતે નક્ષત્રો દેખતા નથી ને દિવસે દેખાય છે તે મહિના જીવશે. તથા કાનમા આગળીઓ નાખી છતા ધ્વની સ સળાય નહિ તો તે સાત દિવસે મરશે જે દૂબળો છતા એકાએક જાડો થાય તથા જાડો છતા દૂબળો થયો તથા બુદ્ધીમા ફેર પડવા લાગ્યો તો તે ૭ મહિને મરશે. રાતે બળતરા દિવસે શરદી ગળુ બંદ, છાતી, હાથ, પગ, નાક, એ તથા મસ્તકમા શુળ એવાં લક્ષણો થાય તો તે તરત મરશે જેની જમણી નાકપુરી બંદ થૈ ડાબી માત્ર ચાલે છે તથા કોઇ પણ પદાર્થનો વાસ આવતો નથી તો તે એક મહિનો જીવશે મૈથુન વખતે વીર્ય પડવાના પહેલી છીંક આવે તો તે પાંચ મહિને મરશે. જેને પોતાની જીભની અણી ન દેખાય તો તે એક દિવસે મરશે. જેને ભમરાનો વચલો ભાગ તથા દીવાની જોત ન દેખાય તો તે સાત દિવસે મરશે. તથા નાકની અણી ન દેખાય તો તે ત્રણ દિવસમા અથવા એક મહિને મરશે જેને નેત્રમાંહેની કીકીઓ દેખાતી નથી તે પાંચ દિવસે મરશે. જેને પોતાનુ પ્રાતિબીંબ તેલમા દેખાતુ નથી અને નાક વીનાનુ મો દેખાય છે તથા હાથેળી માથાઊપર મુકી બેઆખો વચે પહોચ્યો જોયા છતા મોટો દેખાય તથા કાનમાંહેનો શબ્દ ક્ષણે ક્ષણેક સાભળાય તથા વીજળી નજરે ન આવે તો તે એક મહિનાએ મરશે. જેની બુદ્ધીએ ભ્રમ થઇ શબ્દ ગીરી જાય તથા રાતે આકાશમા ધનુષ્ય નજરે પડે તો તે ૭ મહિને મરશે. જે લોભ છતા એકાએક ઘણું દાન કરવા લાગે, અને પ્રકૃતી વીપરીત થાય તો તે ૭ મહિને મરશે. જમણી હાથેળી ઊપર રહેલી આંગળીથી તે તર્જની સુધી અર્ધ ચંદ્રાકાર વાકી એવી રેખા હોય છે તે ખંડીત ન હોય તો તે માણસ ૧૦ વરસ જીવશે વચલી આંગળી સુધી છે તો તે ૭૦ વરસ જીવશે અનામીકા સુધી છે તો ૫ વરસ જીવશે પછી જેમ જેમ લીટી નહાની હોય તેમ તેમ ૪-૩૦-૨૩- વરસો અનુક્રમે કરી જીવશે કોઈનુ મત એવુ હોય છે કે લીટીમા ફાટા અથવા કાતર, ત્રિશુળ, હોય તો તે અપમૃત્યુનુ ચીન્હ છે એવું જાણવું એ પ્રમાણેજ જોસીથીને જ મોટી રેખાથી આયુષ્યનો વિચાર કરવો એ પ્રમાણે કાળજ્ઞાન જાણવુ

ઓસડ લાવવાનુ મુહુર્ત—હસ્ત, અસ્વીની, પુશ્ય, પુનર્વસુ, અભીજીત, મૃગશર, રોહીણી, અનુરાધા, શતતારકા, સ્વાતી, એ નક્ષત્રો જાણવા અમૃત સીધીયોગ તથા ગુરૂવાર, શુક્રવાર, રવીવાર, બુધવાર, અને અજવાળીઉં તથા સારો યોગ અથવા સારૂં કારણ એવા વખતે ઓસડો લાવવા

રસાયનો વગેરે કરવાનું મુહુર્ત—હસ્ત, અસ્વીની, પુશ્ય, અભીજીત, મૃગસર, રેવતી, ચિત્રા, અનુરાધા, શ્રવણ, ધનેસ્ટા, શતતારકા, પુનર્વસુ, સ્વાતી, મુળ, એ નક્ષત્રો તથા શુક્ર, સોમ, ગુરૂ, બુધ, એ વાર તથા મિથુન કન્યા, મીન, ધન એવાં લગ્નો જોઇએ.

વૈદ્ય રોગીને કેવાં મુહુર્ત ઊપર ઓસડ આપવું તે—ગુરૂ, શુક્ર, રવી એવા ત્રણ વાર જોઇએ. તથા મેશ, તુળ, કર્ક, મકર, એ લગ્નો તથા સારા યોગ અને તેવાજ કારણો જોઇએ.

રોગીને ઓસડ લેવા વીશે—ચોથો તથા આઠમો તથા બારમો એવા ચંદ્ર ન જોઇએ. અને ઘાત ચંદ્ર, ઘાતવાર, ઘાતતીથી, તથા જન્મનક્ષત્ર, ન જોઇએ. તથા કાળ રાહુ પુઠ ઉપર જોઇએ તથા નક્ષત્રોની તથા તીથીઓની વીસ ઘડી તથા મંગળ શની અને સોમ એ વાર ન જોઇએ તથા વૈધ્રત તથા વ્યતીપાત ઇત્યાદી નરસાં જોગ તથા નરસાં કરણો ન જોઇએ.

જુલાબ તથા ઊલટી દેવા વીશે—મંગલવાર, રવીવાર, ભેસપતવાર, એવો નિયમ જાણવો.

લોહી કહાડવા વિષે—શ્રવણ, અનુરાધા, મૃગશીર, એ નક્ષત્રો, મંગળ અને રવી એ વાર જોઈએ. તથા સમુદ્રને ભરતીનો વખત જોઇએ.

કફ ઊપર ઓસડ દેવા વિષે—સ્વાતી, કૃતીકા, હસ્ત, પુનર્વસુ, શ્રવણ, જેષ્ટા, એ નક્ષત્રો શુભ જાણવાં.

સુળ વગેરે ઉપર ઓસડ દેવા વિષે—સારો દિવસ જોઈએ, તથા વારસુળ પુંઠ ઊપર જોઇએ. શુળજોગ માત્ર નરસો છે.

રોગીને નહાવા વિષે—આરદ્રા, જેષ્ટા, સુળ, પૂર્વા, પૂર્વાષાઢા, પુર્વાભાદ્રપદા ચીત્રા, અનુરાધા, શ્રવણ, ધનીસ્ટા, શતતારકા, અસ્વીની, હસ્ત, અભીજીત, પુશ્ય, એ નક્ષત્રો તથા રવીવાર, બુધવાર, મંગળવાર, ભેસપતવાર, તથા રીક્તાતીથી એ સર્વ સારાં જાણવાં.

જે નક્ષત્રના વિષે તથા જે વારના વિષે અને જે તિથિએ રોગ ઉત્પન્ન થાય છે તે નક્ષત્ર તથા વાર તથા તિથિની પીડા કેટલા દિવસ છે એ સમજવા સારૂ નક્ષત્રોનું કોષ્ટક તથા તેમાં એકની નીચે એક એવા બેબે આંકડા મત ભેદે કરી લખેલા છે તે ઊપરથી પીડા જાણવી.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| અસ્વી | ભરણી | કૃતીમ | રોહીણી | મગશર. | આરદ્રા | પુનરવ. | પુષ્પ. | અસલે. |
| ૧ | | ૧ | ૩ | ૫ | | ૭ | ૭ | ૯ |
| ૯ | ૧૧ | ૯ | ૭ | ૩ | | ૭ | ૭ | |
| મઘા | પૂર્વા | ઉત્તરા | હસ્ત | ચીત્રા | સ્વાતી | વીશાખા | અનુરા. | જેષ્ઠ |
| | ૩ | ૨ | ૧૫ | | ૧૫ | ૧ | સ્વેર્દ | ૧ |
| ૨ | | ૭ | ૧૫ | ૧૧ | | ૧૫ | ૨ | |
| મુળ. | પુરવાશા. | ઉત શા | શ્રવણ | ધનિષ્ઠ | શતતા. | પુ ભા. | ઉ. ભા. | રેવતી |
| ૧ | ૧૫ | ૧૫ | ૭ | ૩ | ૧૫ | ૧ | ૧૫ | ૮ |
| ૯ | ૦ | ૩ | ૧૧ | ૧૫ | ૧૧ | ૦ | ૭ | સ્વેદ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પડવે. | બીજ | ત્રીજ | ચોથ. | પાંચમ. | છઠ | સાતમ. | આઠમ. |
| ૧૫ | ૩ | ૩ | | ૫ | ૫ | ૩ | ૩ |
| ૧ | | | | | ૧ | | |
| નોમ. | દશમ. | અગીઆર | બારસ. | તેરસ. | ચોદસ. | પુનમ. | અમાસ. |
| | ૫ | ૫ | ૩ | ૩ | | ૫ | |
| | | ૧ | | | | | |
| રવીવાર. | સોમવાર. | મગળ. | બુધ. | બ્રસ્પત. | શુક્રવા | સનીવા. | |
| ૩ | ૪૫ | | ૮ | ૫ | ૭ | ૩ | |

મૃત્યુયોગ—અસલેશા, સતતારીકા, આદ્રા, ધનીષ્ઠા, હસ્ત, પુષ્પ, પુર્વાશાઢા, પુર્વાભાદ્રપદા, ભરણી મઘા, વીશાખા, એ નક્ષત્રોનો, તથા પડવે, નોમ, ચોથ, બારસ, આઠમ, એ તીથીઓના વિષે રવી, તથા મગળ, તથા શની એ વારોના વિષે યોગ થયને તે દિવસે રોગ ઉત્પન્ન થાય તો તે રોગ શામીને મૃત્યુ આપે છે અને કૃતીકા, મુગશીર, વીશાખા, મઘા, અશલેશા, આદ્રા એ નક્ષત્રના વિષે શાપ કરે તો મૃત્યુ પ્રાપ્ત થાય

## ફણીચક્ર.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | ૯ | ૧૪ | ૧૫ | ૨૦ | ૨૧ | ૨૬ | ૨૭ | ૫ |
| ૭ | ૧૦ | ૧૩ | ૧૬ | ૧૯ | ૨૨ | ૨૫ | ૧ | ૪ |
| ૬ | ૧૧ | ૧૨ | ૧૭ | ૧૮ | ૨૩ | ૨૪ | ૨ | ૩ |

સૂર્ય નક્ષત્રો તથા ચંદ્ર નક્ષત્રો તથા રોગીનું જન્મનક્ષત્ર એક નાડીમાં આવ્યું છતાં છ થી બાર સુધી મૃત્યુ, તેરથી તેવીસ સુધી જય, ચોવીસ થી પાંચ સુધી, વ્યાધી એ પ્રમાણે જાણવું.

દુત પ્રશ્ન—રોગીના તરફથી વૈદ્યને જે તેડવા આવે છે તે પ્રથમ જેટલા અ ક્ષરો બોલે તેને ત્રણ ગણા કરી, તેને આઠે ભાગવા, શેષ અંક રહેશે તે વીશમ રહ્યા તો રોગી બચશે, અને સમાન અંક રહ્યા તો રોગી મરશે એવું જાણવું.

નરસાંસ્વપનાં—સ્વપનમાં નાગા સન્યાસી તથા ગુસાઇ તથા મુંડેલા તથા રાતા, કાળાં કપડાં ઓઢેલાં, તથા નાક, કાન, કાપેલા, તથા પાંગળા, તથા કુબડા, તથા વામનરૂપીયા, તથા કાળા, તથા હાથમાં મુંશલા, તથા તરવાર, તથા ભાલા તથા બરછી, વગેરે ધારણ કરેલાં, તથા ચોરોને બાંધી મારનારા તથા દક્ષણ દિશાનો આશ્રય કરી રહેલા, તથા ભેંશ, તથા ઊંટ, તથા ગધેડુ એ ઊપર બેઠેલા ઈત્યાદી જોયા છતાં જેની પ્રકૃતી ઠેકાણે છે, તેને રોગ થાયછે. તથા જેને રોગછે તે મરણ પામે છે. સ્વપનામાં આપણને પહાડો, તથા ઝહાડો વગેરે ઊંચા ઠેકાણા ઉપરથી પડયો એવુ જોવે છે, તથા પાણીમાં ડુબ્યો, તથા અગ્નીથી બળયો, એવુ જોવે છે, તથા કૂતરે પગે વરખોડા લીધા, તથા માછલાં વગેરેએ ખાધો તથા એકાએક આંખો ગઇયો. તથા દીવો ઓલાઇ ગયા એવું જોવે છે, તથા તેલ અને દારૂ પીધો, તથા લોહું અને તેલનો લાભ થયો, તથા રાંધેલું અનાજ ખાધુ તથા માતાના ઘરમાં પેઠો, અથવા તેના પેઠમાં પેઠો એવું જોવે છે, એ પ્રકારનાં સ્વપનાં જોયા છતાં જેની તબીયત સારી છે તેને રોગ થાય છે, તથા જેને રોગ છે તે મરણ પામે છે.

બીજા નરસા સ્વપના—નાવ, ગાડી, દર્પણ, વિવાહ, તથા સારૂં કામ, પાણીમા પરવત, ધન, અનાજ, એ રોગીએ જોયા છતા મરણ પાસે આવ્યુ એવુ જાણવું જુવેછ અને સ્વાપદો તથા પીશાચો, તથા પક્ષીઓ, એ આપણુ શરીર ભક્ષણ કરે છે, એવુ જોયુ તો તે આઠ મહિને મરશે, ઘાસ અને લાકડા, માથે લીધા, તથા પર્વત ઊપર તથા એકલી જમીન ઊપર તથા ધુળ ઊપર તથા પાસલાની અણી ઊપર તથા શુળ ઊપર બેઠા એવુ જોયુ તો તે ત્રણ મહિને મરશે આપણા પુર્વજ જોયા, તથા હજામત કરાવ્યા પછી તેલ ચોળી ઊઘાડા માથે બળદા ઊપર બેશી દક્ષિણ દિશાએ જાય છે, તથા કાળા લુગડા પહેરેલો પુરૂષ, એવુ સ્વપનુ જોયુ છતા છ મહિને મરસે પોતે ગધેડા ઉપર અથવા ઊંટ ઉપર અથવા ગાડા ઉપર અથવા પાડા ઉપર બેશી દક્ષિણ દિશાએ જાય છે, એવુ જોયુ છતા તેજ વખતે કીંવા ૨૦ દિવસની અંદર મરશે પોતાનુ શરીર રાતી કુંપળથી લાલ ફુલ, લાલ અમતા, એવરૂ શોભેલુ એવુ જેવુ જોયુ તે આઠ મહિનામા મરણ પામશે એવુ જાણવુ

હવે નરસા સ્વપનાંનો પરીહાર—પહેલા કહેલા વીવાહ તથા ઉઘાડા માથાના વગેરે નરસા સ્વપના જોઇ કોઇની સાથે ન બોલતા સવારે નાહી સોનુ તથા કાળા તલ તથા લોડુ, એ ત્રણ આપી ઇશ્વરની સ્તુતી કરવી અને રાતે દેવળમા રહી જાગરણ કરવુ એ રીતે ત્રણ દિવસ કર્યુ છતા નરસા સ્વપનાની પીડા થતી નથી

સારા સ્વપના—જે માણસ સ્વપનામા ઇંદ્રિ ઇત્યાદી દેવ, તથા રાજા તથા મીત્ર તથા બ્રાહ્મણો એવોને જીવતા જુવેછે તથા ગાય તથા તેજસ્વી અગ્ની તથા પ્રયાગ ઇત્યાદી તીરથો, તથા કાદવથી રોળાયલુ ,પાણી એવુ તથા શત્રુના જમાવને જીત્યો એવુ તથા સ્વેત રંગથી શોભીલી કરેલી માળ બળધીયો, તથા પર્વત, તથા હાથી, ઘોડા, વગેરે ઊપર બેઠોછુ એવુ જુવેછે તથા જળો, મધ ઊપરની કાળીમાખીઓ તથા રાતી માખીઓ તથા થાપડ વગેરે તથા સાંપ વગેરે કરડેછે, એવું જુવેછે અને પોતાને જે સ્ત્રી લાયક નથી તેની પાસે ગયો અથવા જે ઠેકાણુ લાયક નથી તે ઠેકાણે ગયો, એવુ તથા વીસ્ટાથી અંગ ખરડાયુ પોતાનુ તથા પારકાનુ રડવુ તથા મરણ પામ્યો, તથા કાચુ માસ ભક્ષણ કર્યુ, એવુ જુવેછે, તે માણસ રોગી હોય તો રોગ વિનાનો થાય છે, તથા સાજો હોય તો તેને દ્રવ્ય પ્રાપ્ત થાય છે લોહી, માંસ, એવરૂ પોતાનુ શરીર ખરડાયલું તથા મોળુ લુગડુ પહેર્યુ તથા દૂધપીધું તથા ભૈત તથા જાર સ્ત્રી તથા ગાય તથા નહાની સ્ત્રી, એવોને જોયા તથા મોટી માછી તથા તળાવમાં ઘણા કમળો તથા રાજસભામા હીજનો સમાજ તથા પાણી તથા દૂધ એ જોયા છતાં શુભ ચીન્હો જાણવા.

**નરસાં ચીન્હો**—જાગ્રત છતાંજ કાળો પુરૂષ, કાળાં કપડા પેહેરી લોઢાનો દંડ હાથમાં લઇ ઉભો છે, એવુ જોયુ તો મૃત્યુ. ધુમકેતુનો તારો તથા વીજળી એ દિવશે જોયાં તથા પર્વતનું શીખર ખશી મોટો શબ્દ થયો અથવા કારનુ વીના ઘરો તથા વૃક્ષો તથા દેવની મુરતીઓ તથા દેવળનાં શીખરો ઊભાંજ ફાટી બે ભાગ થાય તથા ભૂમીમાંથી શબ્દ થાય તથા રાતે રણસ્થાનના વીશે ભૂતો નાચે છે, એવું જોયુ તો મૃત્યુ. દિવશે અથવા શ્રાવણ માસમાં આપણી ઘોડીએ ઠાણ દીધું, તથા બુધવારે અથવા માહા મહિનામાં ભેંશવીઆય, તથા શીંહ સંક્રાંતમાં ગાય વીઆય એવા નરસાં ચીન્હો થાય તો ઘરનો માલિક મૃત્યુ પામે. કુવામાં મોટા શબ્દો તથા અનેક ઉતપાતો અને ગંધર્વચેસ્ટા તથા અકાળે વૃષ્ટિ ( એટલે માવઠું ) તથા ઘરમાં ભુતોની ચેસ્ટાઓ તથા વાયુની ગર્જના તથા સૂર્ય ચંદ્રને કુંડાળાં પડે તથા નક્ષત્રો અને તારા તુટી પડે અને જમીન કંપવા લાગે તથા દિવશ તેજહીન જોયો તથા જમીન ફાટી મોટો નાદ થયો તથા મન ભય પામી આંખોમાંથી પાણી ટપકવા લાગ્યુ તથા વનવાગળું તથા મધની માંખીઓએ ઘરમાં વાસો કર્યો તથા ચાહે તેટલું ખાય તો ભુખ ન રહે, બુદ્ધી ભ્રંશ, બેભાનપણુ તથા શરીર ભયંકર દેખાય તથા ગરોળી અને પીંગળાના શબ્દ વખતવીના સંભળાય તથા રાતે ગાય બરાડા પાડે, કુતરાં બારણે રડવા લાગે તથા શીઆળ તથા ગીધ તથા સસલું ઘરમાં પેઠુ એવુ જોયું અને વૃદ્ધ પુરૂષ તથા દેવ, બ્રાહ્મણ, ગુરૂ, શ્રેષ્ઠ એવોનો દ્વેશ કરવાનુ સુઝે, અને તેઓની નીંદા કરવા લાગે એવી રીતે નરસાં ચીન્હો થાય તો આયુષ્ય ખપી ગયું એવું જાણવું.

**શકુન**—રોગીપાશે જનારો જે વૈદ્ય તેનાં શુભ તથા અશુભ શકુન વૈદ્ય મારગે ચાલતો છતાં યોગ્ય જે નોબત તથા મૃદંગ વગેરે સૌમ્ય શકુન તે શુભ દાયક થાયછે, તથા અંગારા, તેલ, કલથી વગેરે જે પ્રદીપ્ત અશુભ શકુન તે શુભ દાયક થાતા નથી.

**સૌમ્ય શકુન**—નોબત, મૃદંગ, શંખ, તંબુરો, વિવાનાં ગીત, પુત્રવતીસ્ત્રી, ગાય વાછરડા સોત, ગાય, દહીં, ફલો, ફુલો, દીવો, અનાજ, છત્ર, મદ્ય, માંસ, ગાડરાં, ઘોડો, બે બ્રાહ્મણ, ભારદ્વાજ પક્ષી, નીલકંઠ પક્ષી, હરણ, મોર, નોળીયો, પાણીથી ભરેલી ગાગર, કેળાં, રત્નો, અનાજ, નીશાન, શુદ્ર, ઈત્યાદી સૌમ્ય શકુન જાણવા.

**પ્રદીપ્ત અશુભ શકુન**—કળથી, તેલ, કપાસ, કુસકા, પાષાણ, ભસ્મ અંગારા, કાદવ, રાઈ, ખાખરાનાં લાકડાં, ચમાર, ઘેડ, લાકડાં, અગ્ની, ભેંશ તથા પાડો,

વિધવા સ્ત્રી, સન્યાસી, દગલબાજ એકલોજ બ્રાહ્મણ, કાગડો, બિલાડુ સમળી, પધારી, બે શુદ્ર, યુવક, ડુક્કર, ભગવુ કપડુ ધારણ કરનારો, રજસ્વલા સ્ત્રી, હાથી, ગાગેર ઈત્યાદી

દૂત લક્ષણ—(એટલે વૈદ્યને તેડવા જનાર જે માણસ તેના લક્ષણ) તે દૂત રોગીની જાતનો તેજસ્વી ધોળા વસ્ત્ર પહેરેલો ચંદન વગેરેથી શોભી તો હસમુખો, મીઠુ બોલનારો સ્નેહનુ રક્ષણ કરી, પ્રાતઃકાળે વૈદ્યને પ્રસન્ન કરનારો ઘોડા ઉપર અથવા બળધીઆ ઉપર બેઠેલો ધોળા પુષ્પો તથા પાકેલા ફળોથી યુક્ત, એવા પ્રકારનો જોઈએ. તથા સારો દિવસ જોઈ નાકનો સુર જે તરફ વહેતો હોય તે બાજુએ આવ્યો છતા રોગીનુ કલ્યાણ થાય છે

દૂતના નરસા લક્ષણો—મ્લાનમુખ, અતીચપળ, કઠણ શબ્દ બોલનારો, દુર્ગંધીયુક્ત, પાકેલો, લાકડ તથા પાષાણ અને તૃણ એ જેના હાથમા છે એવો તથા નગ્ન, રોગી, નેત્રોમા પાણી આવેલુ, ગભરાયલો, રાતુ કાળુ ભગવુ વસ્ત્ર ધારણ કરેલુ એવો, તથા જટાવાળો, મુંડેલો, રાખ ચોળેલો, કાદવથી ખરડાયેલો, તથા જેના રોમાંચ ઉભા થયેલા એવો, વીભીસ્ત ચમીસા જે આવેલો દક્ષિણ દિશાએ ઉભો રહી બોલનારો, એવા પ્રકારનો દૂત તેડવા આવ્યો હોય તો રોગીનુ અકલ્યાણ જાણવુ

વૈદ્યને તેડવા જનારો જે દૂત તેના શુભાશુભ શકુન—દૂત આરંભ થા સતો છતાં નોબત મૃદંગ વગેરે જે સૌમ્ય શકુન તે રોગીને શુભ દાયક થતા નથી. તથા અંગારા, તેલ, કલથી ઈત્યાદી જે પ્રદીપ્ત અશુભ શકુન તે શુભ દાયક થાય છે એ પ્રકારે દૂત લક્ષણો તથા શુભાશુભ લક્ષણો જાણવા

જ્વરની ઉત્પત્તીનુ કારણ—અપથ્ય થવાથી વાતાદિ દોષ દુષ્ટ થાય છે, અને તે આશયમા જઈ કોઠામાંહેલા અગ્નીને બાહેરની ત્વચા સુધી લાવે છે તેથી શરીર ગરમ થાય છે, એ પ્રમાણે જ્વરની ઉત્પત્તી જાણવી

જ્વરનુ પૂર્વરૂપ—બગાસા ઝુંપ્યાની પેઠે શરીર દુખવુ, મનોવિભ્રમ, આ ખોમાં બળતરા, જડપણુ, અરૂચી, શરીરના રોમાંચ ઉભા થવા, આંખોની આગળ અંધારી, હાથ પગ તણાય, મનને બેચેની, તથા શીતવાયુ, અને તડકો એની વારંવાર ઈચ્છા અને દ્વેષ ઉત્પન્ન થવો, અનાજ ન પચવું, મોમા પાણી છુટવુ, બળ તથા કાંતીને હાની વાયુનુ પ્રબળ છતા બગાસા ઘણાં આવે છે પીત્તનુ પ્રબળ છતા નેત્રો ઘણા બળે છે કફનુ પ્રબળ છતા અનાજ ઉપર અરૂચી એ દોષનો કોપ છતા એ ઉપર લક્ષણો, ત્રિદોષનો કોપ છતા સર્વ લક્ષણો થાય છે

જવર આવતા વેતજ—પ્રારંભે શું કરવું તે. પ્રથમ લાંઘણ કરવી, ભુખ લાગે તોજ અનાજ લેવું, પણ વાતજવર, ક્ષયના વિષે, તથા ભુખાળો, ગર્ભવતી સ્ત્રી, દર્બળ, નાહાનું છોકરૂં, તરસ લાગેલું, ઊર્ધ્વ સ્વાશી, એવાં માણસોએ લાંઘણ કરવી નહિ. મગ, મસુર, ચણા, કલથી, મઠ, એવાં પાંચ ધાન્યનું ઓસામણ આપવુ, અથવા ચોખાની રાબ આપવી, કીંવા ચોખાના આટામાં ગહુ ના આટો નાંખી તેની રાબ અથવા એકલા ગહુ ના આટાની રાબ આપવી. કેવળ પીત્તજવર છતાં હલકો રેચ આપવો. તથા વમન આંપવુ. પાચન ઓષડો તથા ઉકાળા તથા તેમાં પાણી કેટલુ નાખવું તથા સ્વરસ વગેરે પાંચ પ્રકારના ઉકાળા પ્રારંભમાં લખેલા છે ત્યાં જોઈ યોજના કરવી.

જવર પાચન—દેવદાર, ધાણા, ભોરીંગણીનુ મુળ એનો ઉકાળો આપવો, એટલે જવર પકવ થાય છે.

વાતજવરનું કારણ—વાલ, અડદ, તુવર, ચણા વગેરે ભારે અનાજ, ચીકણા પદાર્થો, તરબુચ, કોઠ, મઠ, કંદ, ચીભડુ, શીતલ પદાર્થો, સુળા, લુખા પદાર્થો તથા ઘણું મૈથુન, અને વધારે મહેનત, ઘણો ઉજાગરો, એવાં કારણોથી વાતજવર ઉત્પન્ન થાય છે.

વાતજવરનું લક્ષણ—શરીરને કપારો છુટવો, ગળુને હોઠ સૂકા પડવા, મળનો અવરોધ, છીંક બંદ, માથું, પેટ, કેડ, આંખો, અંગ એ દુખવા લાગે; નીંદ્રા આવે નહિ, જવર કોઈ વખત થોડો તથા કોઇ વખત ઘણો આવે, મોઢાને સ્વાદન છતાં અરૂચી થાય છે, બગાસાં આવે છે, પેટ ફુલે છે, અજીર્ણ, શ્રમ, મોહ, શુળ થાય છે, અંગ ઊપર રૂવાડાં ઉભા થાય છે, આંખો ઉપર ઘેન, પીંડીયો તથા સાથળો કળવા માંડે છે, કાનોમાં નાદ થાય છે, સુકી ઉદરસ આવે છે. દાંત દુખે છે, એવા લક્ષણો થાય છે.

વાતજવર ઊપર પાચન—ગળો, પીપરીમુળ, સુંઠ એનો ઉકાળો સાંજ સવાર જવરના સાતમે દિવસે આંપવાથી જવરનુ પાચન થાય છે.

વાતજવર ઉપર ઇલાજ—ગળો, સુંઠ, ધમાસો, નાગરમોથ એનો ઉકાળો આપવો. વાળો, સુંઠ, પીઠવણ, કરીઆતુ, ડાગસુમુળ, રીંગણી મુળ, ભોરીગણી, ગળો, ગોખરૂ, એનો ઉકાળો પીધો છતાં વાતજવર તરત જાય છે. ગળો સુંઠ, પીપરીમુળ, એનો ઉકાળો મધ નાંખી આપવો શાલપરણી ચીકણાનાં મુળ, કાળી દરાખ, ગળો, ઉપલ સરી, સરગવાની છાલ, એનો ઉકાળો આકરા વાતજવરને પણ નસાડે છે.

પીત્તજ્વરનુ કારણ—બહુ ખારૂ ભોજન, તેલ ભક્ષણ, પાકેલુ લીંબુ, સુરણ, કારેલા, કડવા પદાર્થો તીખુ, રાઈ, એટલા વાના વધારે ખાવામા આવે તો તેથી પીત્તજ્વર થાયે છે

પીત્તજ્વરનુ લક્ષણ—શરીર પીળુ, સર્વ અંગને બળતરા, તરસ અલ્પ નીંદ્રા, મો કડવુ, મુરછા, ઉલટી, ફેર બકબકવુ, અતીસાર, પશીનો, કેરીની પેઠે થાવુ, ઘણા પદાર્થો ઊપર ક્રમ્ભ, મલ, મુત્ર, નેત્ર, એ પીળા, એવી રીતે પીત્તજ્વરના લક્ષણો થાય છે

પીત્તજ્વર ઊપર ઊપચાર—ગળો, હરડે, પીત્તપાપડો, એનો ઉકાળો સાકર નાખી પીવો ગરમાલાનોગોળ કાળી દરાખ, પીત્તપાપડો, કડુ, હરડે, નાગર મોથ એનો ઉકાળો આપવો. એકલા પીત્તપાપડાનો પણ ઉકાળો આપવો, પીત્ત પાપડો, વાળો, રાતો સુખડ, ધાણા, સુંઠ એનો ઉકાળો આપવો. પીત્તજ્વર ઊપર પાચન-ઈંદ્રજવ, પહાડમુળ, કડુ, નાગરમોથ એનો ઉકાળો દસ દિવસ થયા પછી આપવો ત્યાર પછી ઓસડ આપવુ

વાત પીત્તજ્વરનુ લક્ષણ—ગળુ મો સુખા પડે છે બળતરા, મુરછા, તરસ, નીંદ્રાનાશ, ઉલટી, ભ્રમ, આંખોની આગળ અંધેરી, શ્વાસ, અરૂચી, જીભ્હાસોસ, બકબક, રોમાંચ એવા લક્ષણો થાય છે

વાત પીત્તજ્વર ઊપર ઊપચાર—પીતપાપડો, નાગરમોથ, ગળો, સુંઠ, કરીઆતુ, એનો ઉકાળો આપવો. રીંગણી, ભોરીંગણી, ઝાખરૂ, ગળો, સુંઠ નાગરમોથ એનો ઉકાળો આપવો દરાખ, પીતપાપડો, ગરમાળાનોગોળ, કડુ, નાગરમોથ, હરડેદલ એનો ઉકાળો આપવો, એટલે પીત્તજ્વર, મુરછા, સોસો, બળ તરા, તરસ, ત્તલખી, બ આ ભ્રમ એનો નાશ થાય છે દરાખ, ગરમાલો એનો ઉકાળો લીધાથી પણ પીત્તજ્વર જાય છે તેમજ પીતપાપડો, નાગરમોથ, વગો, કડુ નાખી લીધો હોય તો અમૃતની પેઠે ગુણ કરે છે

રક્તપીત્તજ્વર ઊપર ઊપચાર—ધમાસો, અતીવીખની કળી કરીઆતુ, કડુ અરડુસો, પીત્તપાપડો, કાળી દરાખ, એનો ઉકાળો સાકર નાખી લીધો હોય તો તરસ, બળતરા, થાક, રક્તપીત્તજ્વર એ નાશ પામે છે ગળો, હરડેદલ, પીત્ત પાપડો એનો ઉકાળો પણ રક્તપીત્તજ્વરનો નાશ કરે છે વાળો નાગરમોથ, પીતપાપડો, સુંઠ, શતાજળી, ધાણા, લીંબડાની સળીઓ પદ્મકાષ્ટ એનો ઉકાળો રક્તપીત્તજ્વરનો નાશ કરેછે તથા બળતરા, શોષ, ઉલટી બંધ કરી જલદીથી મરીસ કરે છે

કફજ્વરનું કારણ—મીસ્ટાન્ન ઉપર તરત જ પાણી પીવું. ...
પદાર્થો તથા દહીં,દૂધ ભક્ષણ, અને વારંવાર સ્નાન, તથા ...
નવુ પાણી પીવામાં આવે ઇત્યાદી વડે કફજ્વર થાય છે.

કફજ્વરનુંલક્ષણ—શરીર ભારે, ખાલી દુખખો, ...
ઉદ્રસ, આળસ, અંગ તાડુ, મલ, મુત્ર, નેત્ર, ધોળાં, શ્વાસ ...
શબ્દ ભારે અગ ઉપર ક્ષતો, નાકમાંથી પાણી ચેહેવું ...
વધારો, રસવાહીની નાડીનો રોધ થવો, રોમાંચ, પેટ કઠણ થવું ...
આંખોમાં ઘેન, એવાં લક્ષણો કફજ્વરથી થાય છે.

કફજ્વર ઉપર પાચન—બીજોરાનું મુળ, હરડે, સુંઠ, ...
ચુરણમાં જવખાર નાંખી કફ જ્વર આવેલા દિવસથી ...
આપવુ, અને ત્યાર પછી ઉકાળો આપવો. સુંઠ, અરડુસો, ...
ઉકાળો આપવો. ભારંગમુળ, દેવદાર, પુશકરમુળ, પીપર, ગળો, ...
સાથે એનો ઉકાળો આપવો. પડવળ, ત્રીફલા, કડુ કચોરો, અરડુસો, ...
ઉકાળો મધ નાંખી આપવો. કાકડસીંગી, કાયફલ, પીપર, કમળનો ...
ચૂરણ મધમાં આપવુ.

વાતકફજ્વર ઉપર—ગરમાળો, પીપરીમુળ, નાગરમોથ, ...
ઉકાળો આપવો, એટલે વાતકફજ્વર, આમશુળ દુર થઇ દીપન પાચન થાય છે.
રીંગણીમુળ, સુંઠ, એરંડાનું મુળ, ગળો એનો ઉકાળો આપવો. એટલે વાત ...
જ્વર, ત્રિદોષ જ્વર, શ્વાસ, કાસ, અરૂચી, પીઠનુ શૂળ એ રોગ દુર થઇ ...
સ્થીર રહે છે.

પીત્ત કફજ્વર ઉપર—ગળો, લીંબડાનીસળીઓ, કડુ, નાગરમોથ, ...
જવ, સુઠ, પડોળ, રતાંજળી, એનો ઉકાળો દેવો. એટલે પીત્ત કફજ્વર ઉલટી,
અરૂચી, લાળ પડે છે તે, બલતરા, સોશ એ દુર થાય છે. રતાંજલી, પદ્મકાષ્ઠ,
ધાણા ગળો, લીંબડાનીસળીઓ એનાં ઉકાળો કફ પીત્ત જ્વરનો નાશ કરી,
ઉલટી, દાહ, સોશ, એઓને પણ બેસાડે છે. સર્વ જ્વર ઉપર પાચન—દેવદાર,
ધાણા, સુઠ, રીંગણી, ભોરીંગણી એનુ ચૂર્ણ આપવું. કચોરો, સુંઠ, પીતપાપડો,
દેવદાર ધમાસો, ભોરીંગણી, મોથ, કડુ, કરીયાતુ, એનો ઉકાળો મધ, પીપર
નાંખી આપવો.

કામજ્વરનું કારણ—ઇચ્છેલી સ્ત્રીની પ્રાપ્તી ન થાય, તો તેનો સંગ, તથા
ગુણ, અને રૂપ, એ સર્વનુ ધ્યાન લાગવાથી જ્વર થાયછે તે.

પીત્તજ્વરનુ કારણ—ઘણુ ખારૂ ભોજન, તેલ ભક્ષણ, પાકેલુ રીંગણુ, સુરણ, કારેલા, કડવા પદાર્થો તીખુ, રાઈ, એટલા વાના વધારે ખાધામા આવે તે તથી પીત્તજ્વર થાપે છે

પીત્તજ્વરનુ લક્ષણ—શરીર પીળુ, મુખ અને બળતરા, તરસ આવે, નીંદ્રા, મો કડવુ, સુરળ, ઉલટી, ફેર બડબડવુ, અતીસાર, પરસીનો, કેરીની પેઠે થાવુ, ઠંડા પદાર્થો ઊપર ઇચ્છા, મળ, મુત્ર, નેત્ર, એ પીળા, એવી રીતે પીત્તજ્વરના લક્ષણો થાય છે

પીત્તજ્વર ઊપર ઊપચાર—ગળો, હરડે, પીત્તપાપડો, એનો ઉકાળો સાકર નાખી પીવો. ગરમાલાનોગોળ કાળી દરાખ, પીત્તપાપડો, કડુ, હરડે, નાગરમોથ એનો ઉકાળો આપવો. એકલા પીત્તપાપડાનો પણ ઉકાળો આપવો, પીત્તપાપડો, વાળો, રાતી સુખડ, ધાણા, સુંઠ એનો ઉકાળો આપવો. પીત્તજ્વર ઊપર પાચન-ઇંદ્રજવ, પહાડમુળ, કડુ, નાગરમોથ એનો ઉકાળો દસ દિવસ થયા પછી આપવો ત્યાર પછી ઓસડ આપવુ

વાત પીત્તજ્વરનુ લક્ષણ—અંગ મો સુકા પડે છે બળતરા, સુરળ, તરસ, નીંદ્રાનાશ, ઉલટી, ભ્રમ, આંખોની આગળ અંધેરી, શ્વાસ, અરૂચી, બગાસાં, બડબડ, રોમાંચ એવા લક્ષણો થાય છે

વાત પીત્તજ્વર ઊપર ઊપચાર—પીતપાપડો, નાગરમોથ, ગળો, સુંઠ કરીઆતુ, એનો ઉકાળો આપવો. રીંગણી, ભોરીંગણી, ગોખરૂ, ગળો, સુંઠ નાગરમોથ એનો ઉકાળો આપવો. દરાખ, પીતપાપડો, ગરમાળાનોગોળ, કડુ નાગરમોથ, હરડેદલ એનો ઉકાળો આપવો, એટલે પીતજ્વર, સુરળ, સોસો, બળતરા, તરસ્ની, બડબડ ભ્રમ એનો નાશ થાય છે દરાખ, ગરમાળો એનો ઉકાળો લીધાથી પણ પીતજ્વર જાય છે તેમજ પીતપાપડો, નાગરમોથ, ગળો, કડુ નાખી લીધા હોય તો અમૃતની પેઠ ગુણ કરે છે

રક્તપીત્તજ્વર ઊપર ઉપચાર—ધમાસો, અતીવીખની કળી કરીઆતુ, કડુ અરડુસો, પીત્તપાપડો, કાલી દરાખ, એનો ઉકાળો સાકર નાખી લીધો હોય તો તરસ, બળતરા, ચળ, રક્તપીત્તજ્વર એ નાશ પામે છે ગળો, હરડેદલ, પીત્તપાપડો એનો ઉકાળો પણ રક્તપીત જ્વરનો નાશ કરે છે વાળો નાગરમોથ, પીતપાપડો, સુંઠ, રતાંજળી, ધાણા, લીંબડાની સળીઓ પદમકાષ્ટ એનો ઉકાળો રક્તપીત્તજ્વરનો નાશ કરેછે, તથા બળતરા, તાપ, ઉલટી બંધ કરી જલદી મટાડે છે

કફજ્વરનું કારણ—મીસ્ટાન્ન ઉપર તરતજ પાણી પીવું. તેલ ઘીમાં તળેલા પદાર્થો તથા દહીં,દૂધ ભક્ષણ, અને વારવાર સ્નાન, તથા દિવસે નીદ્રા તેમજ નીત્ય નવું પાણી પીધામાં આવે ઇત્યાદી વડે કફજ્વર થાય છે.

કફજ્વરનુંલક્ષણ—શરીર ભારે, ખાલી હુબખો, મોઢું ગળ છટું, સલેખમ ઉદ્રસ, આળસ, અંગ તાકુ, મલ, મુત્ર, નેત્ર, ધોળાં. સ્વાસ, સ્વરભંગ, હેડકી, શબ્દ ભારે અંગ ઉપર ક્ષતો, નાકમાંથી પાણી વેહેવું માથુ દુખવું, નીદ્રાનો વધારો, રસવાહીની નાડીનો રોધ થવો, રોમાંચ, પેટ કઠણ થવું, પેશા બનો વધારો, આંખોમાં વેન, એવાં લક્ષણો કફજ્વરથી થાય છે.

કફજ્વર ઊપર પાચન—બીજોરાનું મુળ, હરડે, સુઠ, પીંપળીમુળ એના ચુરણમાં જવખાર નાંખી કફજ્વર આવેલા દિવસથી બાર દિવસ પછી આપવું, અને ત્યાર પછી ઉકાળો આપવો. સુંઠ, અડુરસો, નાગરમોથ એનો ઉકાળો આપવો. ભારંગમુળ, દેવદાર, પુશકરમુળ, પીપર, ગળો, અડુરસો, સુંઠ, સાથે એનો ઉકાળો આપવો. પડવળ, ત્રીફલા, કડુ કચોરો, અડુરસો, ગળો એનો ઉકાળો મધ નાંખી આપવો. કાકડસીંગી, કાયફલ, પીપર, કમળનો કંદ એનું ચુરણ મધમાં આપવું.

વાતકફજ્વર ઊપર—ગરમાળો, પીપરીમુળ, નાગરમોથ, કડુ,હરડે, એનો ઉકાળો આપવો, એટલે વાતકફજ્વર, આમશુળ દુર થઇ દીપન પાચન થાય છે. રીંગણીમુળ, સુઠ, એરડાનું મુળ, ગળો એનો ઉકાળો આપવો. એટલે વાત કફ જ્વર, ત્રિદોષ જ્વર, શ્વાસ, કાસ, અરૂચી, પીઠનુ શૂળ એ રોગ દૂર થઇ બુદ્ધી સ્થીર રહે છે.

પીત્ત કફજ્વર ઊપર—ગળો, લીંબડાનીસળીઓ, કડુ, નાગરમોથ, ઈંદ્રજવ, સુઠ, પડોળ, રતાંજળી, એનો ઉકાળો દેવો. એટલે પીત્ત કફજ્વર ઉલટી, અરૂચી, લાળ પડે છે તે, બલતરા, સોશ એ દુર થાય છે. રતાંજલી, પદ્મકાસ્ટ, ધાણા ગળો, લીંબડાનીસળીઓ એનો ઉકાળો કફ પીત્ત જ્વરનો નાશ કરી. ઉલટી, દાહ, સોશ, એઓને પણ એસાડે છે. સર્વ જ્વર ઊપર પાચન—દેવદાર, ધાણા, સુઠ, રીંગણી, ભોરીંગણી એનુ ચૂર્ણ આપવું. કચોરો, સુંઠ, પીતપાપડો, દેવદાર ધમાસો, ભોરીંગણી, મોથ, કડુ, કરીયાતુ, એનો ઉકાળો મધ, પીંપર નાંખી આપવો.

કામજ્વરનું કારણ—ઇચ્છેલી સ્ત્રીની પ્રાપ્તી ન થાય, તો તેનો સંગ, તથા ગુણ, અને રૂપ, એ સર્વનુ ધ્યાન લાગવાથી જ્વર થાયછે તે.

તેનુ લક્ષણ મનને પીડા, ભ્રમ, મુર્છા, આળસ, વીશએવીના બીજા કામનો કંટાળો, ગાત્રો સુકા થવા, કપુર, ચંદન, સીતલ છાયા, અજવાળીયુ સીતળ પદાર્થોના સેવનની ઇચ્છા, ધાસોસ્વાસ નાખવા, કોઇ વખત બેભાન થવુ, મોહવશ થવુ, નીદ્રા, લજ્યા, બુદ્ધિ, ધીરજ એઓનો ક્ષય, બળતરા વિષોમની વેદના ઇત્યાદી થાયછે

કામજ્વર ઊપર ઉપાય—ખુબસુરત, સણગારેલી સુગંધના લેપ કરી યુક્ત, રસીક, કામથી ચકચુર થએલીઓ, તથા વીપયનુ ભાપણ કરનારીયો એવી તરૂણ સ્રીઓનુ આલીંગન, તથા સંભાપણ, તથા સ્પર્શ વગેરેથી કામજ્વર શાંત થાયછે, નીરમળ સ્થળ, કમળનુ વન, ખુશબોદાર ફુલો ઉપરથી આવેલો વાયુ, જળક્રીડા, સારાબાગોમા ફરવુ, સ્વરૂપવાન સ્રીયોનો સમાગમ, એવા ઊપાયોથી વીરહજ્વર, જાયછે

કામજ્વર, ક્રોધજ્વર, શોકજ્વર, ભયજ્વર—એ સર્વ ઊપર, પીત શમાવવાના ઊપાયો કરવા.

વિષજ્વર ઊપર—પીત શમાવવા વાળા ઊપાયો કરવા તથા ઝહેર ઉપર જે ઊપાયો હોય તે કરવા

શ્રમજ્વર ઊપર—ઘી આપવુ, તેલ વગેરેનુ મર્દન શરીરને કરવુ, તથા માશરસોદન એટલે માસરસ યુક્ત ભાત તથા દુધભાત તથા મદીરા આપવી

બળતરાથી ઉતપન્ન થયેલા તથા ક્ષતથી ઉત્પન્ન થયેલા જ્વર ઉપર ગરમ ઉપાયો વિના ચીકણા તથા મધુર ઉપાયો કરવા.

પસીનાથી ઊતપન્ન થએલા જ્વર ઊપર—વાત વગેરે દોષોનો વિચાર કરી યથાસ્ત પ્રમાણે ઉપાયો યોજવા, ઉનુ પાણી આપવું અથવા શરીર રસકડુ ત્રીકટુ, હીંગ, કરીઆતુ એનુ ચુરણ આપવુ

શન્નીપાત જ્વર—આ શન્નિપાત નથી કેવળ મૃત્યુજછે શન્નિપાતને જે વચ્ચ જીતેછે, તે મૃત્યુથી જય પામ્યો. તેમજ શન્નિપાત રૂપી દરીયામા ડુબેલાને જે કાઢેછે, તેના ઉપકારના બદલામા પોતાની સર્વ મીલકત તેને આપે તેપણ થોડીછે

શન્નિપાત જ્વર—(એટલે ત્રિદોષ જ્વર) વાયુ વગેરે દોષ કેટલાએક

નીમિત્તથી પ્રકોપ પામ્યા હોય તો તેથી જે જવર થાયછે, તે કષ્ટ સાધ્ય જાણલે, કેમકે ત્રણોનો પ્રકોપ છે, હવે એક દોષ મટવાનું ઓસડ કરીયે તો બીજા બે દોષોનો વધારો થાય છે.

શન્નિપાતનું લક્ષણ—જીભ કાળી તથા ખરખરી, આંખો તણાયેલી તથા નજર બીવરામણી તથા આંખો લાલ અને તેમાંથી પાણી ટપકે, તરસ ઘણી, હાડકાં દુખે ગાયન કરવું તથા નાચવા વગેરે બકબકાટ પસીનો ઘણો અથવા સુદલ પણ નથી આવતો. ઘડીમાં બળતરા, ઘડીમાં શરીર તાઢુ, આંખોમાં ઘેન તથા બકવા અથવા અવાચક થાવું મોંમાં, ગળામાં ડામોળીઆ જેવું ખુચવું. માંથુ કપે, ગળામાં તાંતવાગે, કાનોમાં તમરાં બોલે, ઉદ્રસ, શ્વાસ ઉપરઉ અરૂચી, ભ્રમ, નિંદ્રાનાશ; મળ, મૂત્ર, ઘણીવારે અલ્પ સ્વલ્પ થાય; નાડીનું તીવ્રપણું, પેટનુ ભારે થવુ ઇત્યાદિ લક્ષણો થાય છે.

શન્નિપાત ઊપર—પીપરીમુળ, દેવદાર, ઇંદ્રજવ વાવડીંગ, બ્રામ્હી, ભાંગરો, ત્રિકુટ, ચીત્રક, કાયફળ, કમળકાકડી, એનો ઊકાળો એક માસો ગુગળની સાથે આપવો રાસ્ના, હરડેદળ, ભોરીંગણી, રીંગણીનુ મુળ, નગોડ, પહાડમુળ વજ, ચવક, એનો ઊકાળો એક માસો ગુગળ નાંખી આપવો,—એટલે શન્નિપાત, પશીનો, સરકી, બકબકાટ, શુળ, હાંફ, કફ, સુવાવડો રોગ એઓનો નાશ કરેછે. આકડાનુ મુળ, ધમાસો, દેવદાર, કરીયાતુ, રાસ્ના, નગોડના પાન, વજ, પુવાડીયો સરગવાની છાલ, પીપર, પીંપરી મુળ, મરી, ચવક, સુંઠ, અતી વીખ નીકળી, ભાંગરો, એઓનો ઊકાળો શન્નિપાત, ધનુરવાત, દાંત બેસેલા તે, પ્રરશેવો સ્વાસ, શુવાવડો રોગ, એઓનો નાશ કરેછે.

કર્ણમુળ—શન્નિપાત જવરના અંતે કાનના નીચે થડમાં સોજો આવી, ગુમડા જેવું થાય તેનો ઉગમ માંહેથી હોયછે. તે રોગ અસાધ્ય અથવા કસ્ટસાધ્ય જાણવો એ કર્ણમુળ મૃત્યુનુ બીજું તેડુંછે.

કર્ણમુલ ઊપર—જળો સુકાવવી, લોહી કઢાવવુ, તેથી ગ્લાની આવી ઘણોજ આતુર થાય તો, ઘી પીવા આપવુ, રાસ્ના, સુંઠ, બીજો રાનું મુળ, દારૂ હલદર, પુવાડીયો એ ઓસડોનો લેપ કરવો, ઊપર પોટીસ બાંધી પકવવું, અને

---

૧ શન્નિપાતના આશરે ત્રિશથી વધારે ભેદ છે તથા તેઓની ઘણી સુક્ષ્મ પરીક્ષાછે તથા તે સાધારણ વૈદ્યોને પણગજાણવા ઘણા કઠણછે, એટલો સુક્ષ્મ વિચાર લખવાનો પણ ઊપયોગ નથી, તેથી આ પુસ્તકમા તે ભેદો લખ્યા નથી નીઘંટ પ્રકાશમા જોવા.

તેના મુખમા જુના ઘીની અથવા મલમની દીવેટ કરી દરરોજ નવી નાખતા જવી, એટલે પરૂતમામ નીકળી માસ ભરાયછે એવુ ન કરી એતો માહેનુ માહે પાછી હેઠે છાતીમા ઊતરેછે, કીવા કાનમાથી વેહેવા લાગેછે તે એકજ અસાધ્ય થઈ પડેછે એમાટે બહારમા પાછી સાફ થાય તેમ કરવુ

સન્નિપાત ઊપર બીજા ઉપાયો—કડુ કરીયાતુ, પીતપાપડો, અભો, કચોરો, રાસ્ના, પીપર, કમળ કકડી, મેદી, ભોરીંગણી, દેવદાર સુંઠ, હરડેદળ, ધમાસો આદી એઓનો ઉકાળો, ત્રિદોષ જ્વર, દિવસની નીંદ્રા, રાતનો ઊજાગરો, તરસ, ઉદ્રસ, શોક, બળતરા, ભ્રમ, એ સર્વ મટાડેછે એજ ઊકાળામા, મધ અને પીપર નાખી લીધો હોય તો જીર્ણજ્વરને વીશમજ્વર પણ જાયછે

જીર્ણજ્વર—(એટલે હાડી તાવ) ઘણા દિવસ શરીરમાં, રહેલોછે, મીઠો તાવ, તેનુ કારણ પેહેલો મોટા તાવ આવ્યો હતો તે તાવના ત્રણ ભાગ તો ઓસડ વગેરે ઉપાયથી ગયા, અને ચોથા ભાગનો તાવ તેની પરવા ન રાખતા તે તેમજ શરીરમા રહયો હોય તે આગળ ઉપર હાડકામા પ્રવેશ કરેછે, તેની ઊપેક્ષા કરી હોય તો આગળ પાંડુરોગ, ક્ષયનો પરીણામ થાયછે

જીર્ણજ્વરનુ લક્ષણ—દિવસે દિવસ મંદ અગ્નીથી આહાર ઓછો થાયછે, અનાજ પાચન થતુ નથી, ઝાડો સાફ થતો નથી, હાડકા તપેલા રહેછે, મોઢે પાણી છુટેછે, શુક્ર ધાતુ પાતળી થતા ક્ષીણપણુ ઈત્યાદી લક્ષણો જાણવા જીર્ણજ્વર કાંઈ પુરી પીડા એકદમ કરતો નથી. તોપણ દિવસેદિવસ વધારે પીડા કરનારો થઈ પ્રાણ નાશ કરનાર રોગ ઉત્પન્ન કરેછે

જીર્ણજ્વર ઊપર—નદાનાં બીલીના ફળ, કીરમજીઅજમો, પાહાડમુળ, પુવાડીપ, રેઠ, એનો ઊકાળો લીધો હોય તો જીર્ણજ્વર તરત જાયછે, પેટશુળ, માથાનુ શુળ, શ્વાસ, કાસ, એઓનો નાશ થાયછે, પીપર અને જુનોગોળ, બમણો મેળવી લીધો હોય, તો જીર્ણજ્વર, અજીરણ, આમીમંદ, ઉદ્રસ, અરૂચી કરમ શ્વાસ, એ સર્વેનો નાશ થાયછે ગળોનો ઉકાળો પીપર નાંખી દેવો, એટલે કફથી ઉત્પન્ન થયેલા જીર્ણજ્વર જાયછે જીરૂ, અને ત્રણ વરસનો જુનો ગોળ એ ભેગા કરી નીત્ય સવાર સાંજ લેવુ ગળોનુ સત્વ ઘી સાકરની સાથે અથવા મધ સાકરની સાથે લેવુ ગળો, નદાના ગોખરૂ તથા તેના ચોથા ભાગની સુંઠ એનો ઊકાળો સાકરની સાથે આપવો. તેથી સાત દિવસમા જીર્ણજ્વર જાયછે, ક્ષુધા પ્રદીપ્ત થાયછે, ધાતુ જમવા લાગેછે કાળીદરાખ, અજો, કાકડશીંગી, નાગરમોથ, રતાંજળી; કડુ, પદ્માખ, મુંડી, કરીયાતુ, ધમાસો, વાળો, ધાણા, પશકાઈ, કાળો વાળો,

રીંગણીનુ મુળ, કમળ કંદો, લીમડાની સળીયો, એ સર્વેનો ઊકાળો લીધો હોય તો જીર્ણજવર, અરૂચી, શ્વાસકાસ, સોજો, અજીરણ, એ રોગ દુર થાયછે. ગળો, પીપરી મુળ, પીપર, હરડે, લવીંગ, લીમડાની અંતરછાલ, ધોળીસુખડ, સુંઠ, કડુ, કરીયાતુ, એ સર્વનુ ચૂર્ણ, સર્વ જવરોનો નાશ કરેછે. આસળા, શીંધાલોણ, ચીત્રક, હરડે, પીપર, એનુ ચુર્ણ કરી, ઊના પાણીમાં આપવુ જેથી સર્વ પ્રકારનાજવરો જસે. ગાયનુ દુધ તોલા ૪ પાણી તોલા ૧૫, પીપર નંગ ૩ એક કલઇના વાસણમાં ઊકાળી, પાણી અવટાઇ જાય એટલે તે માંહેની પીપરો પ્રથમ ચાવવી, પછી ઊપર દૂધ પીવું તેઉપર ભાતનુ પથ્થ 'સુવર્ણમાલીની વસંત,' અથવા 'લઘુમાલીની વસંત,' અથવા મંડુર અનુપાનની યોજના કરી આપવો. રોજનો એકાંતરો, તરીયો, ચોથી યોતાવ એઓનાં કારણો.—જેનો તાવ તરતજ ગયેલોછે તેણે કુપથ્થ પદાર્થો એટલે દુધ, માંછલાં, વગેરે ભારે અનાજ, ખાટું, તીખુ, ખાધાથી અલ્પદોષ ઉત્પન્ન થઇ તે સાત ધાતુઓમાંથી કોઇપણ ધાતુમાં વ્યાપી તરેહ તરેહના વીશમ જવરોને ઉત્પન્ન કરેછે. ખાટા વગેરે પદાર્થોનુ ભક્ષણ કરવાથી પીત વગેરે દોષ કોપાયમાન થઈ પહેલાથી પણ વીશમાદી જવર ઉત્પન્ન થાયછે.

રોજના જવર ઉપર—અરડુસો, કડવુ પડવળ, ત્રિફળા, કાળી ધરાખ, ગરમાળાનો ગોળ, લીમડાની સળીયો, એનો ઉકાળો મધ તથા સાકર નાંખી પાંવો. કાળો ધરાખ, કડુ પડવળ, લીમડાની સળીયો, નાગરમોથ, ઇંદ્રજવ, ત્રિફલા, ગળો, એ સરવનો ઉકાળો આપવો.

એકાંતરા તથા તરીયા જવરનાં વિશેષ કારણો—અતી ક્રોધથી, કીંવા અતી ભયથી, અથવા ભયંકર જંગલ, મોટા અગ્નીની જવાળાયો. તથા બળતુ શરીર જોવાથી, તથા કોઇએક ખરાબ ખાવું ખાયછે તે જોવાથી, દેશાંતરને વિષે મરણ પામેલાં સગાંવહાલાંની મરણની ખબર સાંભળવાથી, તથા ભુત વગેરે સાચુ માનનારાઓને તેના વળગાડના વેહમથી પણ જવર આવેછે.

તેઉપર ઊપાય—રતાંજળી, પીપર, સુંઠ, વાળો, નાગરમોથ, ધાણા, એ સર્વેનો ઉકાળો મધ તથા સાકર નાખી લેવો.

ચોથીયા તાવનાં વિશેષ કારણો—'નર સાં'સ્વપનાં, મરણ પામેલા માણસોના વાળ'વી ખાયેલાં' માથાં જોવાથી, મોટી લઢાઈ, શુળી અથવા ફાંશીયે ચઢાવેલાને જોવાથી, તથા ઘણું ભયંકર કર્મ જોવાથી પણ વીશમ જવર થાયછે.

ચોથીયા તાવ ઊપર—જીનું ઘી, અને હીંગ એ ભેગાં કરી. જવર આવે

એટલે નાકમા નાખવા 'અગસ્તી થાના' પાનનો રસ, નાકમા નાખવો. દેવદાર, આમળા, સુઠ, હરડેદળ, અરડુસો, એ સર્વનો ઉકાળો મધ તથા સાકર નાખી આપવો.

તાઢીયો તાવ—શીતાફળ, કેળા વગેરે થડા પદાર્થો ઘણા ખાવાથી, તથા તે ખાધા પછી ઉપર પાણી પીવાથી એ તાઢીયો તાવ ઉત્પન્ન થાયછે તથા ઘણા બગથી, ટાંવા અતીશે ધ્રોકથી પણ આવેછે

તાઢીયા તાવ ઉપર ઉપાયો—ત્રીકટુનુ ચૂર્ણ છાશમા નાખી પીવુ અથવા તાઢ આવતા વેતજ ધુમાડા વીનાના અગ્નિથી તાપવુ ઇંદ્રજવ અરડુસો વાવડીંગ, ગળો, નગોડના પાન, ભારંગ, સુઠ, સોરીંગણી અજમોદ એ સર્વનો ઊકાળો આપવો.

સર્વ વીશમ જ્વર ઉપર—નાગર મોથ રીંગણી, ગળો, સુઠ, આમળા, એ સર્વનો ઊકાળો મધ, તથા પીપર નાખી આપવો. દારુ હળદર, દેવદાર, ઇંદ્રજવ, મહુડા, ગરમાળાની શીંગોનો ગોળ, પાહાડ મુળ, પીપર, અરજુન વૃક્ષની છાલ, અથવા મરી કરીયાતુ, કોરડાનુ મુળ, પદ્મકાસ્ટ, કુડાની છાલ, ધાણા, સુંઠ, મોથ, વાળો, રીંગણી, હરડે, પીતપાપડો, કડુ, ધમાસો, ગળો, એરંડાનુ મુળ, એ સર્વનો ઉકાળો આપ્યો હોય તો ધાતુ ગતજ્વર, સર્વ વીસમ જ્વર, ત્રિદોષજ્વર, ભુતજ્વર, દુર થાયછે કરવા પડોળ, જેષ્ઠી મધ, હીમજ, કડુ, મોથ, એ સર્વનો ઊકાળો આપવો. અરડુસો, મોથ, ગળો, સુઠ એનો ઊકાળો મધ પીપરના સાથે આપવો. મોહા શીત જ્વરાંકુશ—હરતાળ ૮ ભાગ, શંખ ચુર્ણ ૪ ભાગ મોરથુત ૧ ભાગ એને કુવારના રસમા એક દિવસ ખલ કરી. શરાવમા નાખી ગજપુટ દેવો. ઘડુ થયા પછી પાછુ ખલ કરી મૂકવું તે ૧ અથવા ૨ ચ સુધી ભસ્મ છર તથા સાકરની સાથે આપવી તે ઉપર એક પુરો પાણી પીવુ પથ્ય દહીભાત એઓઆસરથી સર્વ વીશમ જ્વર જાયછે ગળો, આમળા, ઉભી રીંગણી, સુઠ, મોથ એ સર્વનો ઊકાળો, પીપર, અને મધનીસાથે આપવો. હરડે દળનુ ચૂર્ણ, મધમા આપવુ વર્ધમાન પીપર આપવી છર તથા તેમા તેથી બમણો જુનો ગોળ મેળવી આપવો. અથવા ત્રિફળાનુ ચૂર્ણ ગોળનીસાથે આપવુ કડવુ પડવળ, કડુ જેઠી મધ, હરડે દળ, નાગરમોથ, એનો ઉકાળો આપવો. એક લીડી પીપર મધની સાથે આપવી. ચીકણી, આમળા, શાલવણ. કડુ, પીપર, કાળી દરાખ, નહાની બીલુ, સોરીઅણી, રતાંજલી અતી વીખની કળી, નાગરમોથ, ઇંદ્રજવ, એ સર્વનો ચોથા ભાગનો ઊકાળો રાખી તેમા ૧ ભાગ ઘી નાખી ફરી તે ઉકાળો તાપઉપર સુધી એકલુ ઘી બાકી રેહે ત્યાસુધી, ઊકાળવો પછી તે ઘી પીવુ એટલે, વીશમ

જવર, ક્ષય, માંથાનું શુળ પેટશુળ, અરૂચી, મુર્છા, શોષ, સધિગત ઊષ્ણ વાયુ એ સર્વનો નાશ થાયછે.

અજીર્ણજવર—એટલે વાયડાને જડ પદાર્થો તથા શાક, પાલા, કંદ, ફલો એ ઘણા ખાધાજથી, ભોજન થયા પછી તરત ખાવાથી, અજીર્ણ થઈ તાવ આવે છે. તેનાં લક્ષણો ઓડકાર, ઊલટી, ભ્રમ, માથું દૂખવું, કેડ પાંસળીઓ ગુદ ને પેટનુ દુખવું અરૂચી, શોષ, મોહ, હેડકી એ લક્ષણો થાય છે.

અજીર્ણજવર ઊપર—ભોરીંગણી, પીત્તપાપડો, એનો આઠમો ભાગ ઉકાળો આપવો. કરીયાતું, સુઠ, ગળો, પીપર, નાગરમોથ એ સર્વનો ઊકાળો આપવો. અજમોદ, હીમજ, કચોરો, સચળ, એનુ ચૂર્ણ ઊના પાણીની સાથે આપવું.

રક્તજવરનું કારણ તથા લક્ષણ—આપણને ભાવ્યા ઘીના લાડવા વગેરે પદાર્થો ખાવા, સુરાપાન, કુસ્તી કરી પવન લેવો, ખરાબ થયેલી જગાનુ પાણી પીવુ, કાચુ પાકુ માંસ ખાવું, હાથી ઘોડા ઉપર બેસી જલદીથી જવુ, એવા કારણોથી લોહીમાં બીગાડ થઇ જવર આવે છે. એનુ લક્ષણ; ઊલટી, ખડખડ, શરીર તથા નેત્ર રાતાં થવાં, નાકમાંથી લોહી પડવુ, ઘણી અતીશે બલતરા ભ્રમ એ લક્ષણો થાય છે.

રક્તજવર ઊપર—નાગરમોથ, પીત્તપાપડો, રતાંજળી, જેસ્ટીમધ, ધરાખ, વાળો, સીવણ, કાકોલી, ધાણા એનો ઉકાળો આપવો. તથા પીત્તજવરના ઉપાયો કરવા. લોઈ કઢાવવું.

મંથ જવર—( એટલે મધુરો ) એનું લક્ષણ અતીસાર, બળતરા, મોહ, ભ્રમ, જવર, ઉલટી, તરસ, નિંદ્રા આવતી નથી, મોં ઉપર રતાસ, તાળવું, જીભ, એ સૂકાં પડછે ગળા ઉપર રાઇ જેવી ધોળી થોથર, આંખોમાં ઘેન, એવા લક્ષણો થાયછે.

મધુરા ઉપર ઇલાજ—નાગરમોથ, પીતપાપડો, જેસ્ટી મધ, કાલી ધરાખ, એનો આઠમો ભાગ ઉકાળો કરી તેમાં મધ નાંખી આપવો રતાંજલી, વાળો, ધાણા, પીત્તપાપડો, સુઠ, નાગરમોથ, એનો ઉકાળો કરી આપવો અથવા માંખી ગોળમાં નાંખી આપવી તથા વડનાં પાન, તથા બાજરીના લોટનો ઉકાળો કરી આપવો. અથવા ફુદીનો, જંગલી તુળસી, કાળી તુળસી, એ ત્રણેનો રસ કાઢી, તેમાં સાકર ત્રણ માસા નાંખી ત્રણ દિવસ સુધી આપવો, ૧ નાગરમોથ, ૧ કપુર,

૧ મધુરી, ૧ જંગલી તળસી, ૧ પીત્તપાપરો, ૧ સુંઠ, એ સર્વનો ઉકાળો કરી આપવો. તેથી મધુરોજ્વર સારો થાયછે

જ્વરની અંદર બળતરા ઉપર—આમળના દિવસે રાતે ધાણા ખાંડી પાણીમા પલાળી મૂકવા. સવારે તે પાણી ગાળી તેમા સાકર નાખી લેવુ

જ્વર ગયા પછી કાંઈ કસર રહી હોય તેઉપર ઉપાય—બ્રામ્હીની છાલ, ગળો, દેવદાર, ભોરીંગણી, સુંઠ, કમલકાકડા, એનો ઉકાળો આપવો તાવની કસર, દમ એનો નાશ થઇ, અગ્નિ પ્રદીપ્ત થાયછે

જ્વર શાંત થયા પછી—મોઢું કડવું થાયછે તેઉપર કડુનો ઉકાળો લેવો, અથવા તેનું ચૂર્ણ પાણીની સાથે લેવું કાય ફળ, વાસનું મૂળ, મોથ, ધાણા, કાકડાસીંગી, હરડે દલ, બ્રામ્હીની છાલ, પીત્તપાપરો, સુંઠ, દેવદાર, એનો ઉકાળો શેકેલી હીંગ તથા મધ નાખી લેવો, એટલે, અરૂચી, ઉદરસ, બળામા હેનો રોગ, દમ, એ દૂર થાયછે સીંધાલોણ તથા બીજો રાનો ગરભ, એની ચીંમા ઝાળી કરી લેવી, તેથી મોને સ્વાદ આવી અન્ન ઉપર ઇચ્છા થાયછે બીજો રાનો ગરભ મીઠું, એ ઘીની સાથે આપવુ, અથવા દાડમનું ચૂર્ણ, મીઠું, એ ઘીની સાથે આપવુ આમા, સીંધાલોણ, ચીત્રક મુળ, હીમજ, પીપર, એનું ચૂર્ણ કરી ઉના પાણીની સાથે આપવુ, એટલે સ્વાદ, પાચન શક્તી, અગ્નિ પ્રદીપ્ત, તથા ઝાડો સાફ એવી રીતે થાયછે

પાછો ફરેલો તાવ તેઉપર—કડુ, વાળો, અતીવિષની કળી[1], પીત્તપાપરો, મોથ, એનો ઉકાળો. વાયુ વગેરે દોષનો વિચાર કરી મધ, અથવા સાકર, વગેરે અનુપાનની યોજના કરી આપવો.

જ્વરના દશ ઉપદ્રવો તે એવા કે—અતીસાર અથવા ઝાડો બંધ, તરસ ઉલટ, શ્વાસ, અંગ દુખવું, ઉધરસ, અરૂચી, હેડકી, મૂર્છા, છાતીમા દુખવુ, એમાથી એકાદો થાયછે અથવા અનેક થાયછે

જ્વર જવાના પૂર્વ સ્વરૂપનું લક્ષણ—તૃષ્ણા ધર્મઉપર પ્રવૃતી, ભ્રમ, તરસ ઝાડો સાફ, બેભાન થઇ પડવુ, કંપવુ, આંખોને બાફ, ઉધરસ, એવા લક્ષણો થાયછે

---

૧ મોઢે મરો આવે છે તે.

જવર ગયા પછીનાં લક્ષણ—શરીર હળવું, મુખપાક, ધર્મ ઉપર વાસના, સર્વ ઇદ્રીઓને પોત પોતાના હાલચાલ વિષે શક્તી, છીંકો, અનાજ ઉપર ઇછા, માંથામાં ચળ, અને ગ્લાની, તથા મોહ, એનો નાશ એ લક્ષણો થાયછે.

---

## અતીસાર.

અતીસારનુ કારણ—ભારે પદાર્થો, ઘણા ચીકણા પદાર્થો, ઘણા લુખા પદાર્થો, ઘણા ગરમ પદાર્થો, પાતળા પદાર્થો, ઘણા મોટા લાડવા, તથા મોદક, ઘીકેલાં ઇત્યાદી ઘણા શીતલ પદાર્થો, તથા વાયદા પદાર્થો વધારે ખાવાથી, તથા જમતા વેતજ ફરી જમવુ, પુંરૂ ન પાકેલુ એવુ અન્ન ખાવું, અજીરણ ઉપર ખાવુ, વધારે જમવુ, ચીકણા પદાર્થો પીવા, તથા ઉલટી, જુલાબ, એનો ઘણો ઉપ- યોગ કરવો, ઘણુ મૈથુન કીંવા ઇછા છતાં સ્ત્રીનો અલાભ, અપથ્ય વગેરે શેવન, ભય, શોક, અતી સુરાપાન, નરશી જગાઓનુ પાણી પીવુ, જે ભાવતુ નથી તે ભક્ષણ કરવુ, જે રૂતુમાં જે ભોગવવુ જોઇએ તેની ખોટ, પાણીમાં ઘણી વખત રહેવુ, મળ, તથા મૂત્ર રોંધી રાખવાં; તથા કરમનો કોપ થયો છતાં, ઇત્યાદી કારણોથી અતીસાર ઉત્પન્ન થાયછે.

અતીસારની સંપ્રાપ્તી—રસ, પાણી, મુત્ર, પરસેવો, કફ, મેદ, પીત્ત, તથા લોહી, એ ઉદકમય ધાતુઓ ઘણો પ્રકોપ પામી અગ્નિને મદ કરી, મળ યુકત થાયછે અને વાયુ વડે હેઠલા ભાગમાં પ્રેરણા કરી છતાં ગુદા વાટે પડવા માંડેછે.

અતીસારનુ લક્ષણ—ડુંટી, ગુદ, એમાં પીડા, પટ ફુલવુ, અનાજ ન પચવું, ગાત્રો ઢીલાં થવાં થોડીક વાર વાયુ રોંધાવો, ઝાડો બંધ, તથા ઝાડો થાયછે તે વખત કુચા પાણી, રીણ યુકત, વગેરે, વીકારો થાયછે.

જવર અતીસાર—આમ અતીસાર, પકવ અતીસાર, રકત અતીસાર, શોક અતીસાર તથા ભય અતીસાર, વાયુ વગરે દોષથી, ઉત્પન્ન થએલો અતી- સાર, એવા ઘણી પ્રકારના અતી સારોછે.

અતીસારનુ અસાધ્ય લક્ષણ—ઉલટી, દુઃખ, જવર, ઉદ્રસ, કફ, શ્વાસ, તરશ, મોહ, સોજો, શૂળ, હેડકી, તથા ધોવણ જેવા જુલાબો, તથા તેમાંથી સડેલા જેવી દુરગંધી આવેછે. એવાં લક્ષણો થાય તે અસાધ્ય જાણવો.

જવર અતીસાર—( એટલે તાવમાંથી લાગુ થએલો અતીસારતે. ) તેઉપર

ચિકિત્સા જ્વર પ્રકરણમા લાઘણનો જેમ કહેલોછે તે અહીંપણ કરવો. કઠાની ગોળનો ઉકાળો આપવો અથવા ઇસબ ગોળ પલાળી. સાકરની સાથે પાણીમા આપવો. સુઠ, ગળો, રતાજળી, કુડાની છાલ, નાગરમોથ, કરીઆતુ એ ઓસડો સરખે ભાગે લેઇ ઉકાળો કરી આપવો, એટલે ઉલટી બળતરા, તરસ, સોજો જ્વર યુક્ત અતીસાર એ રોગ દુર થાયછે અજો અતી વિષનીકળી, દેવદાર, ઇંદ્રજવ, મોથ, કરીયાતુ, સુઠ, એ સર્વનો ઉકાળો જ્વર અતીસારનો નાશ કરેછે રતાજળી, વાળો, કુડાની છાલ પહાડ મુળ, કમળ કંદ, ધાણા, અજો, કરીયાતુ, નાગરમોથ, કુણુ બીલુ, અતીવિષની કળી, સુઠ, એનો ઉકાળો મધ નાખી આ પવો, એટલે અતીસાર, ઉલટી, તરસ, બળતરા, અરૂચી, એનો નાશ થાયછે કુણુ બીલું, કીરમાણી અજમો, પુ વાડીઓ, કાળીપાટ, દેદુ, પાહાડ મુળ, અતી વિષની કળી, નાગરમોથ, ઇંદ્રજવ, કુડાની છાલ, કડુ, ગળો, સુઠ, એનો ઉકાળો આપવો. તેથી જ્વર અતીસાર, ઉદ્રસ, ઉલટી, સ્વાસ, શુળ, એવા રોગ દુર થાયછે પચ ધાન્ય એટલે વાળો, કુણુ બીલુ, મોથ, સુઠ, ધાણા, એનો ઊકાળો સર્વ પ્રકારના અતીસારોને દુર કરેછે આદાનો રસ, ડુટીએ ચોળયો હોય તો ઘણો કઠણ અતીસાર હોય તેપણ મટેછે

શોક અતીસાર ઉપર—દેવદાર, અતી વિષની કળી, પાહાડ મુળ, નાગર મોથ મરી કુડાની છાલ એનો ઉકાળો શોક અતીસારનો નાશ કરેછે

પીત્ત અતીસાર ઉપર—ધાણા, વાળો સીંઠુ, નાગરમોથ, એનો ઉકાળો આપવો ઇંદ્રજવ, મોથ સોપારી, ધાવડીના ફુલ બીલુ, લોધર, સુઠ, એના ચૂરણથી બમણો ગોળ નાખી છાસમા ભરવાળી આપવુ સુઠ, ધાવડીના ફુલ, કાટાવાળા સેમલનો ગુંદ અજમોદ એનુ ચૂર્ણ છાસમા આપવુ નસોતર તમા લપત્ર ચીનક બીલુ દાડમની છાલ એનુ ચુર્ણ છાસમા આપવુ એથી અતી-સાર નાશ પામી જઠરાગ્ની પ્રદીપ્ત થાયછે

રકત અતીસાર ઉપર—કુડાની છાલ, નાગરમોથ સીંઠુ, અતી વિષની કળી, વાળો એનો ઉકાળો રક્ત અતીસાર. તથા આમશુળ એનો નાશ કરેછે દાડમની છાલ કુડાની છાલ, સીંઠુ, એનો ઉકાળો મધ, નાખી આપવો. ચો ખાના ધોવણમા સુખડ ઘસી તેમા મધ તથા સાકર નાખી આપવુ એટલે રક્ત અતીસાર દુર થઈ બળતરા. શોષ એપણ મટેછે બીલીનુ ચૂર્ણ ગોળની સાથે આપવુ એટલે રક્ત અતીસાર પેટશુળ, આમશુળ એનો નાશ થાયછે જાંબુઆ, આમલી એના કુણા પાનનો રસ કાઢી તેમા બકરીનુ દુધ નાખી આપવો. આમાની ગોટલી છાસમા અથવા ધોવણમા ઘસીને આપવી.

જીરણ અતીસાર ઊપર—ધાયટીનાં ફૂલ, મોથ, આમળાં, પહાડમુળ, ધાસનાં ફૂલ, જેષ્ટીમધ, બીલુ, જાબુ તથા આંબાની અંતર છાલ, સુંઠ, અતિવિષની કળી, લોધર, વાળો, એનું ચૂર્ણ ચોખાના ધોવણમાં અથવા છાશની સાથે આપવુ.

આમ અતીસાર—એટલે અન્નરસનો પાક સારો થતો નથી, તેથ આમાંશ થઈ મળની સાથે આમાંશના જુલાબ થાયછે.

આમાંશ અતીસાર ઊપર—પ્રથમ ઝાડો થવા સારૂ હીમજો (ધીમા તળેલી હોય તો ઘણીજ ગુણકારી છે.) પીપર, એનુ ચૂર્ણ, ઉના પાણીની સાથે આપવુ. પહાડ મુળ, બીલુ, ધાવડીનાં ફૂલ, કુડાની છાલ, વાળો, નાગર મોથ, લોધર, રતાંજલી, દાડમની છાલ, એનો ઉકાળો કરી મધની સાથે આપવો. તેથી શુળયુકત આમ અતીસાર તથા રકત અતીસાર જાયછે. સુંઠનો ભુકો કરી તેને ઘીનો કરમો આપી એરડાના લીલાપાનમાં પડીકું બાંધી ચુલાની ભરહાડમાં સેકી તેની બરાબર સાકર નાંખી તોલો અરધો તોલો બે ટાણે આપતા જવું. એટલે આમ અતીસાર બધ થઈ જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે. ધાણા સુઠ, નાગરમોથ, વાળો, બીલુ, એનો ઉકાળો આપવો. વરીયાલી, સુંઠ, ધાણા, વાળો, બીલુ, હરડે, આમળાં, એ ઘીમાં તળી પ્રથમ ઊના પાણીની સાથે આપવાં. પછી છાશની સાથે આપવાં, આમનો ઝાડો થવા સારૂ ઉના પાણીમાં નાંખી આપવુ. ઝાડો થયા પછી થડા પાણીમાં ઘી નાંખીઆપવું. સુંઠ, ગોળ, તથા ઘી એની ગોળી કરી આપવી. એટલે આમનું પાણી થઇ, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે કુણુ ચીભડુ લઇ તેમાં સીંધા લોંણુ તથા હીંગ, થોડીકસી ભરી એરંડાના પાનમાં વીંટવું અને તે ચુલાની ભરહાડમાં સેકી ખવાય તેવી રીતે તે ગરમ ચીભડુ ખાવુ, તેથી આમનુ પાણી થઇ આમ અતીસાર પણ બધ થાય છે. ખસખસ, વરીયાળી સુંઠ એ અડધાં કાચાં સેકી તેનું ચૂર્ણ સાકરની સાથે અથવા છાશમાં લેવુ.

પકવ અતીસાર ઊપર—મોચરસ, સુઠ, મોથ, પાહાડમુળ, લોધર, ધાવણીનાં ફૂલ, એનુ ચૂર્ણ દહી અથવા છાશમાં આપવુ.

સર્વ અતીસાર ઊપર—ચોખુ અફીણ, તથા કેશર, બરાબર લઇ વાટવાં; અને તેની ચનોઠી જેવડી ગોળીયો કરી રાખવી. એકેક ગોળી સવારે તથા સાંજે આપવી. કડાની છાલનો ઉકાળો સોળમો ભાગ રાખી તેમાં અતી વીખની કળીનું ચૂર્ણ નાખી આપવો. પારો, તથા તેથી બમણો ગધક એ ભેગાં વાટી તે તથા ત્રીકટુ, અને પચ લવણ (એટલે ટંકણખાર, મીંઠુ, સીંધવ, વડાગરૂ મીંઠું, સચળ) ઇંદ્રિજવ, એ સર્વ ઓસડોનુ ચૂર્ણ કરી તે બે અથવા ત્રણ માસા ચુર્ણ ચાર તોલા કાજીમાં

અથવા છાશમા નાખી આપવુ રતાજળી, વાળો, કુડાની છાલ, ઇંદરજવ, પાહા ડમુળ, પદ્મકાસ્ટ, ધાવડા, અભો, હરીયાળુ, મોચ, અતીવિખની કળી વેલડાયરી, સુંઠ, એના ઊકાળો મધ નાખી આપવો, એટલે સર્વ અતીસાર જ્વર દુર થાય છે

---

## સગ્રહણી

સગ્રહણીનુ કારણુ—અતીસાર ગયા છતા જઠરાગ્ની મંદ થાયછે તેમા વાયુ અથવા ભારે અનાજ ખાધાથી આમાશય થઈ અગ્નિનુ સ્થાન ભ્રષ્ટ થાયછે એમારે આમરૂપ મળ પડવા લાગેછે તેને સગ્રહણી કહે છે અથવા અતીસાર વીના પણ ભારી અનાજ ખાવાથી કીવા કોઇ બીજા કારણથી સગ્રહણી રોગ થાયછે, તે સગ્રહણી દિવસેદિવસ આમનો સગ્રહ કરી વારવાર શુળયુક્ત આમને છોડેછે કીવા એક બે દિવસ બંધ પડી એક દિવસે આમયુક્ત મળ વારવાર પડે છે, ફરી એક બે દિવસ તેવું થઈ વળી પડવા લાગેછે, કીવા બહસરના સારે ઝાડો થાયછે, અથવા સુધા પાણી પડેછે

સગ્રહણીનુ સ્વરૂપને લક્ષણુ—સગ્રહણી એટલે અગ્નિનુ સ્થાન તેના આશ્રય વડે વાયુ વગેરે દોષ કોપ પામી ઊપર લખ્યો રોગ થાયછે તે સગ્રહણી, તેનુ લક્ષણ—જે આમ પડેછે, તે આમમાં ઘણી દુરગંધી તથા મરડો આવેછે

વાયુથી ઘડીએ ઘડીએ આ ફેરો મરડેછે, અને પીત્તથી પડેછે તે કાચો આમ પડેછે કિવા તે આમ પડવ થઈને પડેછે

સગ્રહણીનુ પુર્વ રૂપ—તરસ, આળસ, અશક્તપણુ, તથા જઠરાગ્નિ મંદ હોયછે, જેથી અનાજનુ ઉલટુ પાચન, એટલે કરપાઇ જવા જેવું થાયછે, તથા તેનો પાક ઘણીવારે થાયછે, તથા શરીર ભારે થાયછે, અને વાયુ ખાધા ઉપર ઘણી પ્રીતી હોયછે વાત સગ્રહણી, પીત સગ્રહણી, કફ સગ્રહણી, આમ સગ્રહણી શુળમ સગ્રહણી, રક્ત સગ્રહણી, એવા તેના ભેદ છે તે સગ્રહણીના ઉપદ્રવ અગ્નિ મંદ, સોજો, નીસ્તેજપણુ, અન્ન ન પચવુ, અન્નનો તીરસ્કાર, ગ્લાની, તરસ, દુબળાપણુ, શ્વાસ, છાતીમાં ઓડકાર પેટ ફુલવુ, એવા ઉપદ્રવો થાયછે

સગ્રણી ઉપર—ઓસડના ઉપાય કરવા પહેલા દીપન, પાચન, અજમોદ, સુંઠ, વાળો, ધાવડા, અતીવિખની કળી, નાગરમોથ, જગ્રસી થાજે એવુ ચુર્ણ આપવુ

વાત પીત્ત કફ એથી ઊતપન્ન થએલી સગ્રણી ઉપર ઓસડ—ગળો,

અતી વિષની કળી, નાગરમોથ, એનો ઊકાળો આપવો. મરી, ગોળ, ગંધક, સાજીખર, વછનાગ, પીપર, ધતુરાનાં બીજ એ ઓસડો એકઠાં કરી ઝીણાં કરવાં. ભાંગનું પાણી નાંખી, ફરી બે પોહોર સુધી ખલ કરી,તેની ગોળીયો ચણોઠી ચણોઠી જેવડી કરો રાખવી, તેમાંથી એક અથવા બે ગોળી ઉના પાણીની સાથે અથવા છાશની સાથે આપવી. પારો, ગંધક, અતીવિષની કળી, હીમજ, આભ્રક ભસ્મ ત્રણ ખાર, (જવખાર, સાજીખાર, ટંકણ ખાર.) મોચરસ. વજ, એનુ ચૂર્ણ કરી ભાંગના પાણીમાં. તથા લીંબુના રસમાં, ખલ કરી બેચણોઠીજેવડી ગોળીઓ કરવી, તેમાંથી સવારમાં એક ગોળી મધમાં નાંખી તેમાં શંખ ભસ્મ, એક ચણોઠી ભાર નાંખી આપવી.

ગુલ્મ સંગ્રહણી ઊપર—ઘેટુળી, મરી, અમૃત વેલ, સુંઠ, ચીત્રક, ઉદરડેહલ, કરજ બીજ, બીલું, એનો ઉકાળો, સર્વ સંગ્રહણીનો નાશ કરેછે સુંઠના ઊકાળામાં સરખા ભાગે ઘી નાંખી ફરી તાપ ઉપર મુકી થોડુક અટવ્યા પછી તેમાં ડાંગરની ધાણી ચોળી, તે પીવું, એટલે પ્લીહા, આમવાયુ, તપા સંગ્રહણીનો નાશ થાયછે.

રક્ત સંગ્રહણી ઊપર—પાહાડ મુળ, અતીવિષની કળી, ઇંદ્રજવ, કુડાની છાલ, મોથ, કડુ, ધાવડીના ફુલ, સુંઠ, લીંબુ, રસાંજન, એનુ ચૂર્ણ; ચોખાનુ ધોવણ, તથા મદ, એની સાથે આપવું, કરીયાતું, કડુ, નાગરમોથ, ઇંદ્રજવ, ત્રિકટુ, એ સરખા ભાગે, તથા એ સર્વથી બમણી કુડાની છાલ, કીંવા ફૂલો, ચીત્રક બે ભાગ, તથા એ સર્વથી બમણો ગોળ, એનુ એકઠું ચુર્ણ કરી ચોગણુ પાણી લેઈ તેમાં આપવુ, એટલે રક્ત સંગ્રહણી પાંડુરોગ, અતીસાર, કમલો, અરૂચી, મેહ, એનો નાસ થાયછે. સાજીખાર, જવખાર, સીધાલોંણ, સંચળ, વડાગરૂ ત્રિકટુ, ચવક, અજમોદ, ચીત્રક, પીપરી મુળ, જીરૂ, વરીયાળી, એ સર્વનુ ચુર્ણ ઊના પાણીમાં અથવા બોરડીની છાલના ઊકાળામાં, કીંવા છાશમાં અથવા દેશ, કાળ વગેરે જોઈ બીજા અનુપાનની સાથે આપવુ, એટલે સંગ્રહણી, ઊદર ગુલ્મવાયુ, હરસ, એ સર્વનો નાશ થાયછે. સાજીખાર, પીપર, પીપરી મુળ, ચવક, ચીત્રક, મરી, સુંઠ, મીઠું, ટંકણ ખાર, સીધાલોંણ, વડાગરૂ, સંચળ, ગોળ, સેકેલી હીંગ, અજમોદ, એનુ ચુર્ણ, દાડમના રસમાં, અથવા બીજોરાના રસમાં, તથા બોરડીના ઉકાળામાં આપવુ, એટલે સંગ્રહણી, હરસ, એનો નાશ થઈ મુખને રૂચી આવેછે, તથા જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે. સંચળ, ચીત્રક, મરી,

---

૧ દારૂ હલદરનો આઠમો ભાગ ઊકાળો રાખી તેમા બકરીનુ દુધ ચોથા ભાગનુ નાખી તાપ ઊપર મુકી સુકુ કરેછે તે રસાંજન.

એનુ મુળ છાશની સાથે લેવુ, એટલે સગ્રહણી, ઉદર, ગુલ્મ, હરસ, આમી મદ, પ્લીહા, એ સર્વને નાસ થાયછે ચીત્રક, ચવક, સુઠ, બીલુ, એનુ મુળ છાશની સાથે આપવુ મોથ, ઇદ્રજવ, બીલુ, વાળો, સોપારીનુ ફુલ, એનો ઉકાળો, બકરીનુ દુધ ગરમ કરેલીના શરખા ભાગે નાખી આપવો, એટલે આમ સગ્રહણી, રૂધીર સગ્રહણી, એનો નાશ થાયછે મરી, હીંગળો, સાજીખાર શોધેલો ગંધક પીપર, વછનાગ, એ સર્વ ઓસડો એક એક તોલો તથા ધતુરાના બીજ પા તોલો, એ પ્રમાણે એકઠા કરી ખલમા ઝીણા કરવા, પછી ભાગના રસમા ફરી બેપોહોર સુધી ખલ કરી મઠોડી જેવડી ગોળીયો કરી સુકવી અને એક અથવા બે ગોળીયો છાશમા આપવી, કુડાપાક, તથા પચામૃત પરપટી આદી ઓસડોપણ સગ્રહણી ઉપર ઉપયોગીછે

હરસનુ કારણ—નબળાઈથી તથા મરચા વગેરે તીખા પદાર્થો અતી ભક્ષણ કરવાથી તથા ઝેરી પદાર્થો ભક્ષણ કરવાથી ઝાડો કબજ થાયછે, તેથી તથા ઘણુ કણવુ, ઘણુ રોકવુ, ઘણુ મઇથુન, મદ્ય વગેરેનુ ઘણુ સેવન, રાતનો ઊજાગરો, શોક, ઇત્યાદી કારણોથી હરશ થાયછે તે હરસના છ પ્રકારછે

હરસ ઉપર ઊપાય—સુકેલા સુરણનુ ચૂર્ણ ૮ ભાગ, ચીત્રકમુળ ૪ ભાગ, હીમજ ૧ ભાગ, સુઠ ૧ ભાગ, પીપર ના ભાગ એ સર્વ ઓસડોનુ ભેગુ ચૂર્ણ કરી પછી ૧૪ ભાગ ગોળ લેઇ તેનો પાક કરવો અને તેમા તે ચૂર્ણ નાખી તેના ચોસલા કરવા, તેમાથી રોજ ૧ અથવા ૨ ખાવા એટલે આમી મદ હરસ, ઝાડો બંધ, એ રોગ દુર થાય છે પીલુડીના ઝાડના લીલા ફલો ખાધા હોય તો ક્રીરમ, ગુલ્મ, હરસ, સગ્રહણી, એ રોગ દુર થાય છે ભાંગરાનો રસ, તથા ઘી સરખે ભાગે કરી આપવુ, લોહી પડતુ હોય તો માખણ અને તલખાવા અથવા માખણ, નાગકેશર, સાકર, એ એકઠા કરી ખાવા સુઠનુ ચૂર્ણ છાશમા આપવુ તલબીલાથ, હીમજ એની ગોળી ગોળમા કરી આપવી, એટલે સ્વાસ, કાસ, પાડુજ્વર, હરસ એ રોગ દુર થાય છે ઉન્દ્રાણીના મુળ, દહીમા આપવા શાળનો ભુકો, તથા સરસીયુ તેલ, એ એકઠુ કરી તેનો ધુમાડો આપવો, આરેકનો કલીયો ઝીણો કરી ધુમાડો આપવો, કડવી લીંબોળીઓનુ ઘી, તેલમા તળી તેલમાજ ખલ કરવુ, અને તેમા થો, કમોર થુવ ફુલાવેલુ નાખવું તે મલમ રસના કોયાને લગાડવું, એટલે તે ખરી પડે છે લીંબાલોણ, સાકર કોળાનુ ઘી, કાજીમા વાટી કોયાને લેપ કરવો, પીપરનુ ચુર્ણ છાશમા આપવુ, સાકર કોળાના ઉકાળા વરે મુઠ પીવી, એરંડીઓ સાકરની સાથે પીવુ કરવા સુરણ નાકડા ઘીમા તળી માખણ તથા સાકરની સાથે આપવા, મુળાના પાન ઘીમાં તળી સાકરની સાથે ખાવા સંજીવટ્ટ, કાથ, રસોત, સોનાગેરૂ, ફુલકી ફુલાવેલ, મુરદાસીગી, મીણ દસાર, અવાસી માંખણમા ખલ કરી, અથવા એરંડીઆમા ખલ કરી ચોપડવુ

ધોળી જાસુદીની કળીઓ, તાજા ઘીમાં તળી ખાવી, માણસના કેશ, સાપની કાંચલી, વાવડીગ, આકડાનુ મુળ, ખીજડાનાં પાન સીંગડાની છાલ, હીંગ, એ સર્વનો ધુમાડો આપવો.

---

## કાસસ્વાસ

કાસ એટલે ઊદ્રસ તેનું સ્વરૂપ—વાયુ વગેરે દોષ કોપ પામવાથી પ્રાણ વાયુનું ઉદાન વાયુના સાથે અથડાવુ થઇને મોંનો રાહે કફ પડે છે. અથવા અમસ્તી ઉદ્રસની ઢાંસ આવે છે.

કાસ થવાનું કારણ—મોં તથા નાકમાં ઘણો ધુમાડો જવાથી, તથા વાયુ દોષ પામવાથી અપકવ અન્ન રસ ઊંચો ચઢે છે તેથી અથવા ઘણુ ચાલવાથી, તથા મળ, મુત્ર, વાયુ, છીંકો એ રૂ ધાવવાથી પ્રાણવાયુ દુષ્ટ થઇ ઉદાનવાયુની સાથે તેનુ પછડાવુ થાય છે તેથી કાસરોગ ઉત્પન્ન થાય છે.

કાસરોગ, વાતકાસ, પીત્તકાસ, કફકાસ, ઊરક્ષતકાસ, ધાતુક્ષયકાસ ઇત્યાદી છ પ્રકારના છે.

સ્વાસ એટલે દમ–તેહેડકી તથા કાસ ઉત્પન્ન થવાનાં જે કારણો તે થકીજ ઉત્પન્ન થાય છે.

કાસ તથા સ્વાસ એ ઊપર—કફ હોય તો બીલું, કીરમાણી અજમો, પુ વાડીઓ, પાહાડમુળ, કાળી પાટ એનો ઉકાળો પીપર તથા મધ નાંખી આપવો. નાગરમોથ, સુ ઠ, હરડેદલ, એ સરખા ભાગે તથા એથી બમણો ગોળ નાંખી ગોળીયો કરવી, તે ગોળી ત્રણ દીવસ લીધી હોય તો કાસ, સ્વાસ, જાય છે. બકરીનું મુતર, તથા તેટલુ જ બેહડાનુ દલ, એની ગોળી કરવી તે મધની સાથે લીધી હોય તો ઉદ્રસ, દમ, એ રોગ દુર થાય છે. ધાણા અજમોદ, લોહભસ્મ, જીરૂ, એલચી, તજ જાવંત્રી એ સર્વ ઓસડો સરખા ભાગે તથા તેથી બમણું આદુ તથા ગોળ લેઇ એ સર્વનો પાક કરવો તે પાક ખાધો હોય તો ઊદ્રસ, હરસ, જવર, પીનસ, કફ, ગુલ્મ ક્ષય રોગ એ સર્વનો નાશ થાય છે આદાનો રસ મધ નાંખી લેવો એટલે ઉદ્રસ, દમ, એ સમુળાં જાય છે.અરડુસાના રસમાં મધ તથા સીંધાલૂણ નાંખી લેવો. લવીંગ, મરી બહેડાનુ દળ, એ સરખે ભાગે તથા એ ત્રણેની બરાબર ખેરસાલ અથવા ધોળો કાથો નાંખી બાવળની અ તરછાલના ઉકાળામાં ગોળીયો કરવી. તે ગોળી મોંમાં રાખવાથી એક પોહારમાં ઉદ્રશ મટે છે. અરડુસો, ધાણા,

મુળ ૨, ગળો, બ્રાહ્મી, પીપર, સુંઠ, રીંગણી સર્વેનો ઉકાળો બે માસા મરીની ભુકી તથા સાકર નાખી લેવો વાત, કફ એઓનું કમી જાસ્તીપણુ એટલે પીત્ત વધારે હોય તો ૩ ભાગ સાકર, તથા ૧ ભાગ સુંઠ, કફનો વધારો, હીવા વાયુનો વધારો હોય તો બેઊ સરખા ભાગે લઈ તેનો ઉકાળો આપવો એટલે ઊદ્રસ દમ, વાયુ, પીનસ, કફ એ સર્વેનો નાશ થાય છે તથા નજર સાફ થાય છે, તેજની વૃદ્ધી થાય છે, છાતીના રોગનો નાશ થાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, ભોરીંગણીનો ઉકાળો, પીપર તથા સાકર નાખી આપવો, પીપર, પીપરીમુળ, બેહડા સુંઠ એનો ઉકાળો મધ તથા સાકર નાખી આપવો સુંઠ બ્રાહ્મી એનો ઉકાળો મધ સાકર નાખી આપવો, અરડુસાનો ઊકાળો સાકર મધ નાખી આપવો. રાસ્ના, અતીવીખની કળી, દેવદાર, પદ્મકાસ્ટ, ત્રિફલા, ત્રિકટુ, વાવડીંગ એ સરખા ભાગે લેઈ એનું ચુર્ણ કરી મધ, તથા તાજા ઘીની સાથે બોરના પ્રમાણે લેતા જવુ એ ચુર્ણને.

ચીતામણી ચૂર્ણ કહે છે—સુંઠ, પીપરીમુળના ગંઠોડા, બેહેડા, એનુ ચુર્ણ મધની સાથે લેવુ એટલે કફનુ પાણી થઈ ઊદ્રસ હેઠે બેસે છે સુંઠ, મરી, પીપર, એનુ ચુર્ણ મધ તથા તાજા ઘીની સાથે આપવુ સરસીયુ તથા ગોળ, એ બેઊ સરખા ભાગે કરી આપવા

કાસશ્વાસ ઉપર વળી ઉપાય—ભાગરાનુ મુળ, કાયફળ, દેવદાર, રોહી સનુ માસ, નાગરમોથ, સુંઠ, ધાણા, કાકડાશીંગી, વજ, પીત્તપાપડો, હીમજ એ સર્વેનો ઉકાળો કરી તેમા બાજરી જેટલી હીંગ તથા મધ, નાખી આપવો, એટલે જ્વર, કાસ શ્વાસ, કફ, મુખરોગ, ગળાનો રોગ, વાયુ એ રોગ દુર થાય છે આકડાના ફુલોમા હેની રવડીઓ લેઇ તેમા સરખે ભાગે મરીનો ભુકો નાખી ચાર ચાર વાલની ગોળીઓ કરી તેમાથી એક એક ગોળી આપવી. લીલી ભોરીંગણીનો રસ કાઢી તેમા મધ નાખી આપવો, ભાગરાનુ મુળ, કાકડાશીંગી, કાયફળ, ત્રિકટુ, કોસ્ટ, કોળીજણુ, સીંધાલુણ, મોથ, ધમાસો, છડ, શાદછડ, જવખાર, સાજીખાર, ચીત્રકમુળ, અજમોદ, એ સર્વેનાથી બમણો ગોળ નાખી તેનુ ચાટણ કરી મધની સાથે આપતા જવું કાસ, શ્વાસ, કફ, અગ્ની મંદ, પાંડુરોગ, ગુલ્મ, હેડકી રાજ્યક્ષમા રોગ, જ્વર, દરસ, પ્લીહા, ઊર્ધ્વવાયુ, આનાહવાયુ, એ સર્વે રોગ દુર થાય છે પીપર, પદ્મકાષ્ટ, લાખ, રીંગણીફળ એનુ ચુર્ણ મધ તથા ઘીમા આપવુ એટલે શ્વાસકાસ દુર થાય છે દળદર, દારૂ દળદર, મનશીલ, એ ઓસડો પીસીને મધ ભેગાં કરી ચીલમમા નાખી તમાખુની પેઠે તાણવા, એટલે કફ પડે છે કળથી, સુંઠ ભોરીંગણી, અરડુસો, પુસ્કર મુળ, વરીયાળી એનો ઊકાળો સાકર નાખી આ, પવો ભાંગરાનુ મુળ, ગુંઠ, એનુ ચુર્ણ આદાના રસમા નાંખી તેમાં સાકર મેળવી

આપવુ. પીપર, સિંઢળ, સીંધાલોંણ,એનુ ચુર્ણ ઉના પાણીમાં ત્રણ માસા, અથવા પાંચ માસા આપવું, એટલે કફ પડી સ્વાસ બેસેછે. મોરના પીછાની ભસ્મ, તથા પીપરનુ ચુર્ણ મધમાં મેળવી તે વારવાર ચટાડવું શુવરના દ્રવને, માખણમાં શકિત પ્રમાણે એક, બે, કીંવા ત્રણ માસા સુધી આપવું, તેથી વમન થસે, તથા જુલાબ પણ થસે, ઉપર દહીં ભાત ખાવો, એ પ્રમાણે ત્રણ પાંચ કીંવા સાત દિવસના છેટાથી ઓસડ આપવું. આકડાના પાનનો રસ એક કીવા બે તોલા સુધી આપવો તેથી વમન થઈ કફ તથા પીત્ત પડસે, તેનો ઊતાર, ઘી અને ભાત; અથવા એકલું ઘી પાવુ. અધોળ, કીંવા નવટાંક ઉનું પાણી લઈ. તેમાં ઝીણુ કરેલુ નીમક નાંખી પીવું, તેથી વમન થઈ, કફ તથા પીત્ત પડી, છાતીનો ખુલાશો થસે, તે ઉપર ઘી ભાત ખાવો. ગરમીથી છાતીમાં કફ, સુકાઇ ગયો હોય તો જેસ્ટી મધનો ઊકાળો કરી તેમાં સાકર નાંખી પીવો. બે બે પૈસા ભાર ઉના પાણીમાં તાજુ ઘી, તથા મધ, અને સાકર, તથા થોડુ સીંધાલુણ નાંખી પીવુ. એવુ બે ચાર વખત કરવાથી કફનો દ્રવ થઇ પરે છે, તથા કાસ, સ્વાસ, બેસી ગળુ તથા છાતીનો ખુલાસો થાય છે. ધાણા, વરીયાળી, સુઠ, મરી, પીંપર. જેસ્ટીમધ, એ સર્વનો ઊકાળો કરી તેમાં સાકર તથા થોડુ સીંધાલુણ નાંખી આપવાથી. કફ છુટી છાતીનો ખુલાસો થાય છે. ઘણો કફ ભરાયો હોય તો ઉના ચહામાં અરડુસાનો રસ, તથા સાકર તથા મધ તથા બે ચણોઠી ભાર સંચળ નાંખી આપવો એલચીદાણા, અને સીંધાલુણ, તાજા ઘીમાં મેળવી ચાટવુ.

શ્વાસ કુઠાર માત્રા—પારો ૧ ભાગ ગંધક ૨ ભાગ મનસીળ ૧ ભાગ વચ્છનાગ ૧ ભાગ ટંકણખાર ૧ ભાગતથા મરી ૮ ભાગ એનો સારો ખલ કરી ત્રીકટુનું ચુર્ણ તેમાં ૬ ભાગ નાંખી બે અથવા ત્રણ દિવસ ખલ કરી સીસીમાં ભરી મૂકવું, તે બે ચણોઠી જેટલું ચુર્ણ, નાગરવેલના પાનનીસાથે આપવુ એટલે સ્વાસ દુર થાયછે, અને નાકમાં તાણ્યું હોય તો શન્નિપાત મૂર્છા અપસ્માર, અતીમોહ, એ રોગ દુર થાયછે.

ઊરક્ષત કાસનુ કારણ, તથા લક્ષણ—ઘણુ મઇથુન, સરીર ઉપર ઘણો ભાર લેવો, ઘણો પંધ કરવો. મલયુદ્ધ કરવુ, ઘણો ગાંજો તાણવો અતી સુરા પાન કરવું, અતી રૂક્ષ પદાર્થ ભક્ષણ કરવા. ઈત્યાદી કારણોથી વાતાદી દોષ કુપીત્ત થઇ. તેણે કરી શુક્ર ધાતુનો મારગ રૂંધાવાથી ધાતુનો કફાંશ થાયછે, અને શુક્ર ધાતુનો ક્ષય થવાથી બીજી ધાતુ પણ સુકાવા લાગેછે, તથા સરીર વીર્ય વિનાનુ થાયછે. તેથી છાતીમાં વાયુનો વધારે પછાડા થવા માંડેછે. તેથી છાતીમાં ક્ષત થાયછે. પ્રથમ સુકી ઊદ્રસ આવેછે, પછી મોંની રાહે રક્ત મિશ્રીત કફ પડવા લાગેછે; છાતીમાં તથા કંઠને પીડા, જ્વર, સુકી ઉદ્રસ, સ્વાસ, તરસ, એ થાયછે. પારેવુ ઘારેછે, તેવુંગળું બોલવા લાગેછે, પાંસળીયો વગેરેને,

ઠેકાણે પીડા, તથા સર્વે સાધા દુખવા લાગે છે અને છાતીમા ઘા થવાની પેઠે લાગે છે એને ક્ષતકાસ કહે છે, એ નવો હોય તો કસ્ટસાધ્ય છે

ક્ષતકાસ ઉપર—એલાણા, ઊસવા, ગુલખાઇ બેદાણા, જેસ્ટીમધ, ધાણા એ ઓસડો રાતે જુદા જુદા પલાળી મુકવા, અને સવારે દાતણ કરવા પછી તે ચોળી તેનુ પાણી લેઇને તેમા સાકર નાખી પીવુ એ પ્રમાણે દિવસમા બે વખત અથવા ત્રણ વખત લેતા જવુ ધાણાને લાખનુ ચૂર્ણ મધ, તથા ઘીમા આપવુ શાખ જીરાની ફાકી ઘી સાખરમા આપવી ધાણાખાંડી તેના પાણીમા ગુલકંદ ચોળવો, તે પાણીમા ધરાખ, બેદાણા, તથા ગોખરાઇ બે દાણા, રાતે પલાળી મુકી સવારે તેમા તાજુ ઘી તથા મધ નાખી લેતા જવુ મોતીની ભસ્મ, અથવા પરવાળાની ભસ્મ, હીંવા એ બેઊ ભસ્મો, તથા મધ તાજા ઘીમા લેવુ ગળોનુ સત્વ તથા ગુલકંદ, એમા મોતીની ભસ્મ અથવા પરવાળાની ભસ્મ હીંવા બેઊ નાખી તાજુ ઘી તથા મધની સાથે લેવુ આમલીના કચુકા જરા સેકી તેની છાલ કાઢી નાખવી પછી તેમાથી બે કચુકાનુ ચૂર્ણ મધ તથા તાજા ઘીમા લેવુ વિગરે બીજની ધરાખ ૧ ભાગ, તાજુ ઘી ૧ ભાગ તથા મધ ૧ ભાગ એ એક બરણીમા ભરી તેનુ મો બધ કરવુ અને તે બરણી દાગરમા દાટવી, પદર દીવસ અથવા મહિના પછી કાઢી તેહેમાથી રોજ સાજ સવારે મળી તોલો, અથવા રોધ તોલો ખાતા જવુ તે ઉપર પછી મગ, ચોખા, ઘી, માખણ, મધ, સાકર, મીઠુ, થોડુ ઔષધ ચાહ વગેરે ખાવુ તીખુ, તેલવાળુ, ખાટુ સુદલ ખાવુ નહી

---

## આમવાત.

આમવાતનુ કારણ—વીરૂદ્ધ આહાર, વીરૂદ્ધ ચેસ્ટા, અગ્નિ મદ, પગપર બેસવુ, ચીકણુ અનાજ ભક્ષણ કરી તરતજ ઘણો વ્યાયામ કરવો હીંવા તરતજ સુવું, તથા ઘણી નીંદ્રા, અગ્ની મદ છતા ભારે પદાર્થ ખાવા, એ સર્વ પ્રકારે કરી આમવાત થાય છે, પેટમા આમા સનો ભરાવો થવાથી તેમા જે વાયુ પેઠેલો હોય છે તેની સેહજતી રોધાવાથી તે સાધામા પેસે છે તેથી સાધા જલાય છે અને દુખવા લાગે છે તે આમવાયુ, વાત, કફ, સન્નિપાત, એવા ભેદ કરી ચાર પ્રકારનો છે

આમવાતનુસ્વરૂપતથા સામાન્યલક્ષણો—વાયુ વગેરે દોષ કોપ પામવાથી જારાગ્ની મદ થાય છે, તેથી અનાજનો રસ પકવા થતો નથી, અપકવ રહે છે, તેને આમ કહે છે, તેરગોને રસ્તે સર્વ સરીરમા વ્યાપી સર્વ શરીરને પીડા કરે

છે, તથા કફવાયુ એકદમ કેડના સાંધામા પેશી, સર્વ ગાત્રો મંદ કરે છે. તે આમવાયુથી અંગ દુખવુ, જ્વર, અરોચક, તરસ, આળસ, શરીર ભારે થવું, અપચો, સધે અંગને સોજા જેવી થોથર આવે છે; તે ઈત્યાદી લક્ષણો થાય છે. જેમાં શુળ વધારે હોય છે તે વાયુથી ઉત્પન્ન થયેલો, તથા જેમા બળતરા વધારે હોય છે તે પીત્તથી ઉત્પન્ન થયેલો અને જેમાં સુસ્તીપણુ તથા અંગ ભારે હોય છે તે કફથી ઉત્પન્ન થયેલો. તથા ત્રણે લક્ષણો યુક્ત હોય તો તે શન્નિપાતથી ઉત્પન્ન થયો એવુ જાણવું, તે ઘણુ કરી કસ્ટ સાધ્ય હોયછે.

આમવાત ઊપર—લઘુ×પંચ મુળ, બ્રૃ*હત પંચમુળ, એના ઊકાળામાં સરખા ભાગે એરડીયુતેલ નાંખી આપવો. સુંઠનો ઉકાળો એરડીઆના તેલ સાથે આપવો એટલે કેડનુ શુળ, પીઠનું શુળ, પેટનું શુળ, તથા પેડુનું શુળ બંધ થાયછે. રાસ્ના, ગળો, સુંઠ, દેવદાર, ઈંદ્રજવ, વાવડીંગ એ સર્વેના ઊકાળામાં ઊકાળા જેટલું એરંડીયુતેલ નાંખી આપવો. ગળો, સુંઠ, એરંડમુળ, આસંધ એનો ઊકાળો આપવો. રાસ્ના, ગરમાળાનો ગોળ, દેવદાર, સુંઠ, ગળો, સાટોડી, ગોખરૂ, એરંડમુળ એના ઊકાળામાં એરંડીયુતેલ નાંખી આપવો. ગળોનો ઊકાળો એરંડીયુતેલ નાખી આપવો. ગળો તથા સુંઠ, એના ઊકાળામા સાજીખાર નાખી આપવો. ચીત્રક, કડુ, પાહાડમુળ, ઇંદ્રજવ, અતીવીષની કળી, ગળો, દેવદાર, મોથ, સુંઠ, હીમજ, એનુ ચુર્ણ ઊના પાણીમાં આપવું. પારોર ખજુર પાણીમાં ચોળી પાવી એટલે એક દિવસમાં આમવાયુ મટી જાયછે.

---

## ઊરૂ÷સ્તંભ.

ઊરૂસ્તંભ ઊપર—ભીલામાં, પીપર, પીપરીમુળ એનુ ચુણ મધમાં મેળવી આપવું. ગોમુત્રમાં સીધાલોંણ નાંખી ઊકાળવું અને તેની બાફ આપવી. કરંજીયું, આસંધ, આકડાનાં મુળ, દેવદાર, દારૂહળદર એ પાણીમાં વાટી ઊનું કરી લેપ કરવો. ભેંસોગુગળ, ગોમુત્રમાં ખલ કરી લેપ કરવો. અથવા ગોમુત્રમાં ગુગળ નાંખી તે પીવુ. અથવા ઘીમાં ગુગળ ખાવો. નખ તેલ લગાડવું. નારાયણ તેલ લગાડવું.

---

× રીંગણી, ભોરીંગણી, સાલવણ, પીઠવણ તથા ગોખરૂ.

* બેલમુળ, સીવણીમુળ, પુવાડીઓ, પાહાડમુળ, ટેડુ.

÷ ઊરૂસ્તભ એટલેસાથલો ઝલાય છે અથવા સુની પડે છે.

## વાયુ રોગ.

વાયુના રોગ ઊપર—અજમો, સુંઠ, પીપરીના બી, એ સરખા ભાગે લઈ તથા તેથી બમણો જુનો ગોળ એ એકઠું ખાંડી અરધા તોલા પ્રમાણે ગોળીઓ કરવી, તે રોજ ઘીની સાથે એક એક ગોળી આપવી, એટલે સર્વ પ્રકારના વાયુ રોગ દુર થાય છે

સર્વ વાયુ તથા સંધી વાયુ ઊપર—હીરાબોળ, હીંગળો, તથા ગુગળ, એ સરખા ભાગે ઓશરો બાપના દુધમા ખલ કરી, આશરે ચાર ચાર રતીભારની એક એક ગોળી કરી અનુપાનયોગે આપવી. પક્ષ*ઘાત, કર્ણ+નાદ, અરદીત†વાયુ, મન્યા=સ્તંભ, એ ઉપર ચીકણાનુ મુળ, આકડો, કૌવચનુ મુળ, શેહીસબાસ, રાસ્ના, આસંધ, એરંડમુળ, એનો ઊકાળો કરી તેમા હીંગ તથા સીંધાલોણ નાખી આપવો. બે અથવા ચાર તોલા લસણ છોલેલુ લઈ કરવુ, તેમા હીંગ, જીરુ, સીંધાલોણ, સંચળ, ત્રીકટુ, એ સર્વેનુ ચુર્ણ એક એક માસો નાખી ગોળીઓ કરવી, તે સકતી જોઈ સેવીએ, જેથી પક્ષાઘાતવાયુ, ઊરૂસ્તંભ, કીરમ, શુળ, કેડનુ શુળ, પીઠનુ શુળ, પેટ સંબંધી વાયુ, ઇત્યાદી સર્વ વાયુનો નાશ થાયછે

ધનુર વાયુ ઊપર—કાળી તળસી, કોદો, આદુ, તથા લસણ એઓનો રસ ભેગા કરી ત્રણ માસા પીવા આપવો, અને બાકી રહેલો અંગે ચોળવો.

અરદીત વાયુ ઊપર—અડદનાવડા, ઘીમા તળી માખણ સાથે ખાવા.

ક્રોસ્ટુશીરસ વાયુ ઊપર—અળો, અને નીફળા, એના ઊકાળામા ગુગળ નાંખી આપવો. કેડનુ શુળ, તથા સંચારી વાયુ, ગૃધસી વાયુ ઉપર એરંડીઆ મઢિની પોળી મીંજ કાઢી દુધમા નાખવી, અને તેને તાપ ઊપર ચડાવી માવો કરી ખાવો. દુધમા અસેળીઆની ખીર કરી ગોળ અથવા સાકર નાખી આપવી. કેડ, સાથળો, પીઠ, ત્રીક એ સંબંધી વાયુ તથા ગુલ્મ, શુળ, ગ્રધસી ઊદાવર્ત, હનુસ્તંભ એ

---

* અરધાંગવાયુ + કાનમાં કરી તથા નગારા વગેરે શબ્દ થવે. † મોઢું વાંકુ થઈ = ગરદન ઝલાએ છે + એટલે એકાએક રક્તદોષ વડે ટેંચણને રસે જેમકી સીઆળના ભાગની પેઠે થાય છે તેને ભથવો કહે છે

ઊપર આદાના અથવા બીજોરાના રસમા તેલ અથવા ઘી નાંખી આપવો, અથવા ચંદનબટવાના રસમાં ગોળ નાંખી આપવો.

ગૃધ્રસી તથા ઊરૂસ્તંભ વાયુ ઊપર—હાથની નસ ખોલાવવી. એકલું એરંડીયું આપવું. અથવા ગોમુત્રમા એરંડીયું આપવું.

સર્વે પ્રકારના વાયુ ઉપર—રાસ્ના, કાંટાસળીયો, મોથ, અરડૂસો, ગળો, ગોખરૂ, વજ, દેવદાર, હરડે, ગરમાળો, કચુરો, સુઠ, પીપર, મરી, ભોરીંગણી, ધાણા, અતીવિષની કળી, શતાવરી, ચીકણાસુળ, એરંડમુળ, સુવા, સાટોડી, રીંગણી, એ સરવનો ઊકાળો કરી તેમાં સુઠની ભુકી નાખી આપવો. યોગરાજ ગુગળ, ઘીમાં આપવો. સમીર દાવાનળ—ભીલામાનો ચોથા ભાગનો ઊકાળો રાખી તેમાં સાકર, ઘી, દુધ, મરીનો ભુકો નાખી આપવો.

જીભસ્તંભ, જડબુદ્દી મુગાપણુ, એ ત્રણ ઉપર. હલદર, વજ, કોલીજન, પીપર, સુઠ, સાહાજીરૂ, અજમોદ, જેઠીમધ એ સર્વેનું ચુર્ણ મધ તથા ઘીમાં આપવુ.

---

## કમળો.

એ રોગ—પાંડુ રોગની ઉપેક્ષા કરવાથી તથા પીત કરનારા પદાર્થો ભક્ષણ કરવાથી થાયછે. તથા સ્વતંત્ર કારણોથી પણ થાય છે, તે કમળો કુંભકમળો તથા હલીમક એવા ભેદ કરી બે પ્રકારનો છે.

કમળા રોગનુ કારણ તથા લક્ષણ—જવરાંશ કીંવા જીરણજવર છતાં તેલનો પદાર્થ ખાવાથી તથા શરીરમાં જવરાંશ છતાં મઈથુન કરવાથી ધાતુક્ષીણ થઇ તેથી, અથવા સ્ત્રીનુ ધ્યાન લાગવાથી સ્વપનાઅવસ્થા ઘણી થાયછે, તેથ પણ ધાતુ અતીક્ષીણ થયા છતાં, તેલાળો પદાર્થ ખાવાંમા આવવાથી. તથા અતીશે પીત્ત કરનારા પદાર્થો સેવન કરવાથી. તથા વાજી કરણના ઓસડો ખાધા પછી ઘણુ મઈથુન કરવાથી. તથા લોહી અને માંસદુષિત થઇ માણસની આંખો, તથા ત્વચા તથા નખો પીળા થાયછે તથા મળ, મુત્ર, પીળા તથા લોહીવર્ણા થાયછે, પીળા દેડકાની પેઠે સરીરનો વર્ણ થાયછે. ઇંદ્રિયો વિકળ થાયછે, બળતરા, અગ્નિસંદ, દુબળાપણું, અરૂચી, ઇત્યાદી લક્ષણો થાયછે.

કુંભ કમળો તથા હલીમકનાં લક્ષણો—કમળો ઘણા દીવસ રહયો હોય

તો કોઠામા વાયુ વગર રાપકોપ પામી તેમાથી કુંભ કમળો થાય છે, તેના લક્ષણો મળ, મુત્ર, કાળા, દીવા પીતવર્ણા થાયછે, અંગને સોજો, આંખો રાતી, ઉલટી, એ રોગ કસ્ટસાધ્ય. પાંડુરોગનીજ પીડીત અવસ્થા વધારે થઇ હલીમક રોગ થાયછે તેમા ઉદ્રસ, દમ, ભ્રમ, અને સીવિષે ઉત્ક્રજ અભાવ, ઇત્યાદી લક્ષણો થાયછે એપણ કસ્ટ સાધ્યછે

કમળા ઉપર ઉપાય—દેવદાલીના બીંડવાંનો રસ, અથવા નાગર મોથનો રસ, અથવા દેવદાલીનો રસ નાકમા નાખવો. ત્રીફલા, અડુરસો, કરીયાતુ, લીંબડાની સળીયો, કડુ, ગળો, એ સર્વનો ઉકાળો આપવો. એટલે કમળો તથા પંડુરોગ જાયછે એઠ, ફટકડી, હળદર, આમળા, એ સર્વ વાટી પાણીમા ઘસી અંજન કરવું બાવના દુધમા સુંઠની ભુકી નાખી પીવુ

કમળો, કુંભ કમળો, હલીમક, એ ઉપર—કડુનું ચુર્ણ સાકરની સાથે આપવુ આમળા, ત્રીકટુ, હળદર, એનુ ચુર્ણ મધ, ઘી, સાકર, એમાં આપવુ લોહભસ્મ મધ તથા ઘીમા આપવુ દ્રોણપુસ્પીના રસમા હીંગ ઘસી અંજન કરવું દેવદાગરના ફળનુ ચુર્ણ થોડાથોડા નાકમા તાણવું તેથી નાકમાથી પીળુ પાણી પડી બે પહોરમાં કમળો ઉતરેછે કડવાતુરીઆનુ ચુર્ણ નાકમા તાણવુ ભણાની દાળને બાફી તેમા તેની બરાબર ગોળ નાખી વાટકુંને તે પુરણ ત્રણ રોજ ખાવુ તરસ લાગે તો તેજ પુરણનુ ઓસામણ કાઢી મુકેલુ હોય તે પીવુ, બીજુ કંઈ ખાવુ નહી હરરોજ સવારમા એક રાતી ચોરઠી ખાવી પીળીકુળથી ને ગોળ તેમાં પીપીક હળદર નાખી રાતે સુતી વખતે અથવા સવારમા ખાવુ. એમ માપે શક્તી જોઈ થોડા ભાગની અરધી અથવા આખી ખાવી

---

## પાંડુ રોગ.

પાંડુરોગનુ કારણ—ઘણો વિષય, ઘણા લોકોપે ભોગવેલી સ્ત્રીનો સંગ કરવો, માંદી, રજસ્વતી, સુવાવડી એવી સ્ત્રીઓની સાથે સંગ કરવો, શરીરમા મૈથુન કરવાની બરાબર શક્તી ન છતા વિષય વૃદ્ધીના ઓસડો ખાઇ ઘણુ મૈથુન કરવાથી એકાએક શુક્ર ધાતુને બળ થઇ તેમાથી પાંડુરોગ લાગુ થાયછે તથા ન મળનારી પર સ્ત્રી ઉપર ઘણી વાસના રાખવી, તથા સ્ત્રી પ્રાપ્ત ન થવાથી તેનાવિષે સંભોગની તરફ મન લગાડી, કરમૈથુન વગેરે વડે વીર્ય પાડવું, તથા સ્વપ્ન અવસ્થામા વીર્ય પડવુ, તથા ઘણુ સુરાપાન કરવુ, ખાટા પદાર્થો ઘણા ખાવા મરચી ખાવી, મીઠુ, દુધ, અથાણુ, લીંબુ, તલ, તથા માછલા, એ સર્વનુ ઘણુ ભ-

ક્ષણ કરવાથી, દિવસે નીંદ્રા, અતી તીખા પદાર્થોનું ભક્ષણ, અતી તેલાળા પદાર્થો ખાવા, ઘણો ગાંજો પીવો ઇત્યાદી કારણોથી તથા શોકથી પણ પંડુરોગ થાયછે. તમાકુ વધારે ખાવી એપણ એક કારણછે.

પાંડુ રોગનુ પુર્વે રૂપ—ચામડીનું કીંચીત વીખાવવુ, મોંઢામાં થુંક આવવું, અટોડી ખાવા ઉપર ઇચ્છા. હાથ, પગ, ગળીજવા. આંખોને થોથર થવી, મળ, મુત્રને પીળાપણુ, અગ્નિ મંદ, વખત વીના ભુખ લાગવી. કામ કરવાનો કંટાળો, મન ઉદાસ થવું, થોડાક જવર, ઊલટી, કોઇ વખત સ્વાસ, કોઈ વખત ઉદ્ગસ, એવાં લક્ષણો થાયછે. તથા કમળાની ઉપેક્ષા કરી હોય તોપણ પાંડુરોગ થાયછે.

પાંડુ રોગનુ અસાધ્ય લક્ષણ—બાવડાં, પીંડીઓ, માંથુ, એનો સોજો. શરીરને દુર્બળપણું. ગુદ, લીંગ, વૃશણ, એ સર્વને સોજો. જવર, દમ, સુકી ઉદ્ગસ, અતીસાર, મોહ, ઇત્યાદી, અસાધ્ય લક્ષણો જાણવાં.

પંડુ રોગ ઉપર—સાટોડી, લીંબડાની છાલ, કઠવુંપંડાળ, કહુ, સુંઠ, હીમજ, દારૂહળદર, ગળો, એ સર્વનો ઉકાળો આપવો, એટલે પંડુરોગ દમ, ઉદ્ગસ, ઉદરશુળ, સોજો એ સર્વ રોગ મટે છે. હરડાંનુ ચુર્ણ ઘી તથા મધમાં મેળવી આપવું. મંડુર છાશમાં આપવું પથ્ય છાશ ભાત. ત્રીકટુ, ત્રીફલા, વાવડીંગ, નાગરમોથ, ચીત્રકમુળ, એ સર્વનુ ચુર્ણ ઘી તથા મધમાં મેળવી તેમાં મંડુર નાંખી આપવુ. ગોખરૂ, ધાણા, ગળો, એના ઉકાળામાં મધ તથા સાકર નાંખી આપવો. ગળોનુ સત્વ ઘી તથા મધમાં આપવું. ભોજનમાં પહેલ વહેલું એક માસો હીંગાસ્ટક ચુર્ણ તેથી ચોગણા ઘીની સાથે પહેલા કોળીઆમાં દરરોજ ખાવું. જઠરાગ્ની પ્રદીપ્ત થઈ અહાર વધે છે. પ્રકૃતી પ્રમાણે વીચાર કરી, અભ્રર ભસ્મ, અનુપાનની યોજના કરી આપવી. ગંધક, પારો, એ ભેળા ઘુંટી તેમાંથી ચણોઠીભાર ઘી તથા મધની સાથે આપવુ ઉપર પથ્ય કરવુ. અથવા બંગભસ્મ સેવન કરવી. પીત્તથી ઉત્પન્ન થએલો પાંડુરોગ હોય તો પરવાળાની ભસ્મ અનુપાનના સાથે આપવું. શોધેલો ગંધક એક માસો અથવા બે દીવા વધારે, તેમાં સુઠ, ઘી સાકર એ સરખા ભાગે મેળવી બે રાત આપવો. ખાટુ ખાવું નહીં.

---

## ક્ષયરોગ.

ક્ષયરોગનું કારણ—ઘણું મઇથુન, ઘણો પથ કરવો, વ્રણ, શોક, વીશ+માપન,

---

+ વખત થયા વીના થોડુ અથવા વધારે ખાવું તેવીશમાશન

મળમૂત્રનો અવરોધ, ધાસ્તી રાખવી, ચીંતા કરવી, કોઈએક મોટી આફત પડવાથી મનને ઘણો ખેદ કરવો. ઇત્યાદી કારણોથી વાતાદી દોષ કુપીત થઇ તે રસાદી ધાતુનો નાશ કરી ક્ષયને ઉત્પન્ન કરે છે તથા કમળો અને પડુરોગની ઉપેક્ષા કરી હોય તો ક્ષયરોગ થાય છે

ક્ષયનુ પૂર્વરૂપ—સ્વાસ, અંગ શીથળ પડવુ, કફયુક્ત થુંક, તાળુ શોષ, ઉલટી, અગ્નીમાંદ, સળેખમ, મોહ, ઉદ્રસ, નેત્રધોળાશ, હાથ, પગ, આખો એની તસતા ઇત્યાદી લક્ષણો થાય છે

ક્ષયનુ અસાધ્ય લક્ષણ—ઉદ્રસ, અતીસાર, પાસામાંહે શુળ, સ્વરભેદ, અરૂચી, જ્વર એવા લક્ષણો હોવા લોહી પડવુ, ઉદ્રસ, જ્વર અથવા બલ અને માસનો ક્ષય થયો હોય તો તે પણ અસાધ્ય જાણવો.

ક્ષયઉપર ઉપાય—અરડુસાના પાનનો રસ હીંવા ઉકાળો, મધ નાખી આપવો, એટલે ક્ષય, દમ એનો નાશ થાય છે સાકર ૧૬ ભાગ વંશ લોચન ૮ ભાગ, પીપર ૪ ભાગ, એલચીદાણા ૨ ભાગ, તજ ૧ ભાગ, એ સર્વનો એક ઠેકાણે ખલ કરી લોટની પેઠે ચૂર્ણ કરવુ એનુ નામ સીતોપલા ચૂર્ણ એ ચૂર્ણ મધ તથા ઘીમા બે માસા સાંજ સવાર આપવુ, એટલે ક્ષય, ઉદ્રસ, દમ અગ્ની મંદ, અરૂચી, પાસામાંહે શુળ, જ્વર, સળેખમ રક્તપીત્ત, હાથપગે બળતરા, એ રોગ દૂર થાય છે પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, શંખભસ્મ ૪ ભાગ, કોડીની ભસ્મ ૬ ભાગ, મરી ૧૨ ભાગ, ટંકણખાર પારાનો ચોથો ભાગ લેવો એ સર્વનુ ઝીણુ ચૂર્ણ કરી ઘીમા આપવુ સોનાનો વરખ ૧ તથા માખણ, મધ તથા સાકર એકઠા કરી ખાવુ

દ્રાક્ષનો આસવ—દ્રાક્ષ ૨૦૦ તોલા, તેથી ચોગણુ પાણી નાખી, તેનો ચોથો ભાગ ઉતારવો તેમા ગોળ ૮ તોલા, ધાવડીના ફુલો ૫ તોલા, વાવડીંગ ૪ તોલા, ગાવલકાઝરી ૪ તોલા, પીપર ૪ તોલા, તજ ૪ તોલા એલચીદાણા તોલા, તમાલપત્ર ૪ તોલા, નાગકેશર ૪ તોલા, મરી ૪ તોલા એ સર્વનુ ચૂર્ણ તેમા નાંખી હલાવી થોડાક દીવસ રાખી પછી ખાવુ હોય તો કાસ, શ્વાસ, ઉરક્ષત, રાજ્યક્ષમા એ રોગ દૂર થાય છે બકરાનુ માંસ ૪ તોલા, પાણી ૧૦૨૪ તોલા, એનો ચોથો ભાગ ઉકાળો ઉતારી તેમા ઘી ૬૪ તોલા નાખી ફરી ઉકાળવુ પછી તેમા સાયકોલુ ૪ તોલા, શતાવરી ૪ તોલા, આસંધ ૪ તોલા, કકરાક ૪ તોલા, જેઠીમધ ૪ તોલા, ગળોનુ સત્વ ૪ તોલા, ચાહવેલ ૪ તોલા, ચીમપાનુ

† પડુરો

મુળ ૪ તોલા, એ સર્વેનુ ચૂર્ણ નાંખી હેઠે ઉતારવું. પછી સાકર ૩૨ તોલા મધ ૧૬ તોલા નાંખી હલાવી મુકવું, તેમાંથી રોજ બે અથવા ૪ તોલા આપવું. સુવર્ણ-માલીની વસંત આપવું.

ઉરક્ષત ક્ષયનું કારણ—બલવાનની સાથે મલજુધ કરવું, ઘણી મેહનત કરવી, અંગ ઉપર ઘણો ભાર ઉપાડવો, ઘોડા વગેરેની આગળ દોડવુ, મોટા મોટા પથરા ઉપાડવા, એકાએક છેટેથી દોડતા આવી થેકડા મારવો, મોટી નદીમાં તરવું, અતી મઈથુન, ઘણું સુરાપાન, ગાંજો ઘણો તાણવો, ઈત્યાદી કારણોથી વાયુ વગેરે દોષ કોપ પામી તેમાંથી છાતીમાં ક્ષત થાય છે. તેથી છાતીમાં ઘણી વેદનાઓ ઉત્પન્ન થાય છે. બલ, કાંતી, જઠરાગ્નિ મંદ પડે છે, જ્વર, દઈન્ય તથા મોંમાંથી કાળા તથા પીળા દુર્ગંધયુક્ત અને પરૂ તથા લોહીથી સેલભેલ એવાં કફના ગળફા હમેસાં પડે છે. એ રોગ ઘણું કરી અસાધ્ય જાણવો.

છાતીના ક્ષત ઉપર—લાખનું ચૂર્ણ મધ તથા ઘીની સાથે આપવું. જેઠીમધ તથા ચીકણાનુ મુળ એનો ઉકાળો કરી તેમાં દુધેલી તથા પીપર, વંશલોચત એનુ ચૂર્ણ નાખી આપવો. મોતીની ભસ્મ અથવા પરવાળાની ભસ્મ અથવા એ બંને ભસ્મો ઘી તથા મધની સાથે આપવી. પ્રકૃતી જોઇ કાસ, સ્વાસ, સંબંધી છાતીના ક્ષતકાસ ઉપર જે ઉપાયો કહેલા છે તેમાંથી પણ યોજના કરવી.

---

## નાડીવ્રણ.

નાડીવ્રણનાં કારણ—જે અણસમજુ માણસો તે વ્રણ ઉપર જે સોજો આવે છે તે પાકયો હોય અથવા અપકવ હોય છતાં તેની ગણતી ન રાખા કુપથ્ય કરે છે. તેથી તે વ્રણપરૂ, ત્વચા, માંસ, રગો, નાડી વગેરેનું વીદારણ કરી મારગ પાડે છે તથા અંદર લાંબુ ઘર કરે છે. અને પરૂ નાડી જેવું વહે છે, તેથી તેને નાડીવ્રણ કહે છે.

નાડીવ્રણ ઉપર—શસ્ત્રક્રીયા તથા ડામ, ખાર વગેરે ઉપાયો કરવા. ગરમાલાની સીંગોનો ગોળ, હળદર, કપાસના મુળની છાલ, એનુ એકઠું ચૂર્ણ કરી મધ તથા ઘીમાં ખલ કરી સુતરની દીવેઠ તેમાં પલાળી તે વ્રણમાં નાખવી બોરડીની અંતરછાલ, અથવા જંગલી બોરડીની છાલ, તથા મીંઢળ, ધતુરાનુ ફળ ચીકણી સોપારી, તથા ધોળું લસણ, એ સર્વ વાટી તેમાં થોરનુ દુધ

નાખી લોશો કરવો તેની દીવેટ કરી વ્રણમા નાખવી, રોજનારોજ નવી નાખવી. સર્વ પ્રકારના વ્રણ ઉપર આકડો તોલો ગંધક પા સેર દુધમા આપવો.

સદ્યોવ્રણ, તથા આગંતુક વ્રણ—શસ્ત્ર વગેરેના પ્રહારથી જે વ્રણ થાય છે તથા ઝેહેરી શસ્ત્રથકી જે વ્રણ થાય છે તે ઉપર તરત ઉપાય ન થવાથી તે જખમ હાડકા સુધી પહોંચે છે એજ પ્રમાણે કાંટા વગેરે ખુંચી તેનુ સલ્ય ની કળી ગયુ એવુ લાગવાથી તેની ગણુતી ન રાખતા તે સલ્ય લોહી તથા માસનો ભેદ કરી અંદર ઘર કરે છે, પછી પરૂ વેહવા લાગી ઘણી વેદના થાય છે તે સલ્ય જો બાહેર ન કાઢી એતો વધારે વ્યાપવાથી તે સલ્ય નીકળ્યા પછી પણ તે ઘા ઉપર ઉપાય કરવો જોઇએ.

તરતના વ્રણ ઉપર ઉપાય—ધરોનો અંગરસ, તલનુ તેલ, કપીલો દારૂહળદરની છાલનો કલ્ક, એ એકઠા કરી ધીમા તાપ ઉપર પકવવા, તે તેલ સીધ થયુ એટલે લગાડવુ

વ્રણરોગ—વાયુ વગેરે દોષ ઘણા દુષ્ટ થયા છતા પીત્તવાયુના વેગથી રક્ત-દુષિત થઈ ઘણો ઉંડો વ્રણ થાય છે, પછી એકનો ઉપાય થાય છે ત્યા બીજે ઠેકાણે એવા એવા ઠેકાણે ઠેકાણે વ્રણ થાય છે તેને ગંભીર વ્રણ કહે છે. એની ગણુતી ન રાખી હોય તો તેના છીદરો માસમા ફેલ કરી હાડકા સુધી પોહોચે છે, તથા મુત્રાઘાતથી રોગ કરી તે મુત્રનો બાહેર પડવાનો જે વેગ તેના વીરૂદ્ધ થઈ રગોમા પેસે છે, તેથી રક્તમાસથી દુષિત થઇ સર્વ મજ્જા વગેરેનો પરૂ થવા લાગે છે પછી તે ઠેકાણે ફેલ કરી બાહાર પડે છે હવે જે વ્રણનુ મોંહો અંદર છે. તેહ એકલુ ગુમડુ હોય છે દીવા કાણુ ફોડા જેવુ હોય છે તથા ભરેલુ હોય છે. તેની વેદના ઘણી તથા તે ઘણા દીવસે પાકનારૂ હોય છે, એ વ્રણ કોણી ઢીંચણ ઇત્યાદી સાધા ઉપર હોય તો ઘણોજ કષ્ટ જાણવો.

વ્રણ ઉપર ઉપાય—તે વ્રણ પ્રથમ તેલ લગાડી સેકવો, પછી ઉના પાણી એ સેકવો, ત્યાર પછી કુમઠાના ઝુડા એ સેકવો, પોથી વખતે લોહી કાઢવુ, પછી ફુટે એવો ઉપાય કરવો, અને શોધન કરવુ, ત્યાર પછી વ્રણ ભરાઈ આવે એવો લેપ દીવા મલમ પટી કરવી. ત્રીફળાના ઉકાળામા ગુગળ નાખવો, કડવા લીંબડાના પાન તથા કડવુ પરવલ એના ઉકાળાથી વ્રણ ધોવુ, લીંબડાના પાનવાટી મધમાં મેળવી બાધ્યા હોય તો તે વ્રણનુ શોધ ન થાય છે

જાત્યાદી ઘૃત—જાઇ, કડવો લીંબડો, કડવુ પરવળ એનો રસ તથા કલ્ક દારૂ હળદર, ઉપલસરીનુ મુળ, મજીઠ, વાળો, મીણ, મોરથુથ, જેસ્ટીમધ, કર

જનું બીજ, એ સરખા ભાગે લઈ વાટી કલ્ક કરવો, તેકલ્કમાં તેના બરાબર ઘી નાંખી હલાવી ધીમા તાપે તે ઘી સીદ્ધ કરવું, તે ઘી લગાડયુ હોય તો ખરાબ બો નીકળી ધાભરાઈ આવેછે.

પારદાદી મલમ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, મુરદાડ સીંગ ૨ ભાગ, સખજીરૂ ૨ભાગ, કપોલાચુર્ણ ૬ ભાગ, મોરથુતુ સેકેલું ના ભાગ, ઘી ૪૮ભાગ એ એકઠાં સારી પેઠે ઝીણાં કરી લગાડવાં શોધન થઇ વ્રણ ભરાંઈ આવે છે.

અનુભવી મલમ—શીંદુર ૧ તોલો, ગેરૂ ૧ તોલો, મુરદાડ સીંગી ૧ તોલો મોરથુતુ ૧ તોલો, અને મીણ ૧ તોલો, પ્રથમ તલનુ તેલ લઇ તેમાં મીણ નાંખવું, અગ્નિ ઉપર મુકી પાતળુ થાય એટલે શીંદુર નાંખવું, અને ધીમા તાપથી ઉભરો આવવા દેવો, ને તાર આવી ચીકણું થાય એટલે બાકીનાં ઓસડો તેમાં નાંખી, એક વાસણમાં કાઢી મુકવુ. તેહેની પટી આપી હોય તો ચાહે તેવુ વ્રણ, નાડી વ્રણ, બદ, ગુમડું, હોય તો એ મટેછે.

અગ્નિ દગ્ધ વ્રણ—અંગમાં બળવાથી રક્ત પ્રવાહી નાડીમાંથી નીરંતર લોહિ વહેવાનો જે વેગ તે બંધ થયો હોય તો અગ્નિ, દાહ, ક્ષત થાય છે તેહેની ઊપેક્ષા થઈ હોય તો તે ક્ષત જલદીથી સારૂ ન થતાં માંસમાં ભેદ કરી હાડકાને વળગે છે.

અગ્નિ દગ્ધ વ્રણ ઊપર—પડોળનો કલ્ક તથા સરસીયું એખઠું કરી ધીમા તાપ ઊપર ઊનુ કરી મુકવું. તે તેલ લગાડવાથી વ્રણ મટે છે. ધોળો પથરો સેકી ઝીણો ખલ કરવો, પછી તેમાં તેલ નાંખી ખલવુ, તે મલમ બળેલી જગ્યા ઉપર લગાડવું. એ પ્રમાણે રાળનું મલમ પાણીમાં ધોઈ લગાડવું. અથવા કેશ બાળી તેલમાં ખલ કરી તે મલમ લગાડવું.

---

## અસ્થીભંગ.

અસ્થીભંગ ઊપર—કોઈ કારણથી હાડકું ભાગે કીંવા છુટાય, તો પેહેલાંથી થંડુ પાણી તે ઊપર છાટવું, ધાર કરી રેડવુ, થંડા પાણી વડે થાપડવું, આંખોને થંડુ પાણી લગાડી સાવધ કરવો, પછી રાતે મટોડીનો લેપ કરવો, અને તે જગ્યો સારી રીતે બાંધવી. મજીઠ, મહુડાની છાલ, આમલીનાં પાન એ ભેળાં વાટી ઊનું કરી લેપ કરવો. સો પાણી એ ધોયેલુ ઘી, તથા ચોખાનો લોટ એખઠો કરી તેપર બાધવુ. પંચવ*લકલની છાલનો ઉકાળો કરી તેથી સેકવું, સાવરૂ×ખની

* વડ, ઊબરો, પારસપીપળો નાંદરૂખ, જલજાંબુ × મરેઠીમા સાદરૂખકહે છે.

છાલ કુટી બાંધેલા હાડકા ઉપર ત્રણ દિવસ બાંધવી, એટલે હાડકું સાજું થઈ દરદ મટે છે. બાવળની છાલ ૧ તોલો, ત્રીફલા ૩ તોલા અને ગુગળ ૭ તોલા એ એકઠા ખાંડી ગોળીઓ કરી આપવી બાવળની છાલનું ચુર્ણ મધમા આપવું.

---

## ભગંદર.

ભગંદરનું કારણ—હરસનો પરીણામ તથા ગરમીનું દરદ થયું હતા તે મટવા સારૂ ઘણા કાળ ઓસડો સેવન કરવાથી, તથા તીખા પદાર્થો ઘણા ખાવાથી, તથા લુખા પદાર્થો ઘણા ભક્ષણ કરવાથી, તથા ઘણો ઊજાગરો થવાથી ભગંદર રોગ ઊત્પન્ન થાયછે, તથા ગરમીની ઉપેક્ષા કરવાથી પણ ભગંદર રોગ ઊત્પન્ન થાયછે

ભગંદરની સમાપ્તી—ગુદાના પડખે બે આંગળમા ઘણો વસમો ફોડો થઈ ફુટી, ગુદ, પેડુ, તથા ભગ એનું વીદારણ કરેછે, એ માટે એ રોગને ભગંદર કહેછે

ભગંદરનું પુર્વરૂપ એવું છે કે—કેડ, તથા પડખાના હાડકાં દુખેછે, તથા ગુદાના વીષે બળતરા, અને ચળ, તથા વેદના, ઇત્યાદી ઉપદ્રવથી ભગંદરનું પુર્વ રૂપ જાણવું

ભગંદરનો ઉપાય—પ્રથમ લોહી કાઢવું, સોનાની જાડી તાર તપાવી તેવડું છીદ્ર કરવું, પછી ઔષધ ઊપાય કરવો. થોર, તથા આકડાનું દૂધ એકઠું કરી દારૂ હળદરની દીવેટ કરી તેમા પલાળી વ્રણમા નાખવી. એટલે ભગંદર સારૂ થઈ નાડીવ્રણ પણ મટેછે ત્રિફળાના રસમા બલાડાનું હાડકું ઘસી લેપ કરવો. પારો, ગંધક, એ સરખાં કુટી કુવારના રસમા મેળવી ગોળો કરવો તે તાંબાના વાસણમા મુકી તે ઉપર ભસ્મ દાબવી પછી તે વાસણ ચુલા ઉપર મુકી એક દિવસ સુધી ધીમો તાપ આપવો. ઠંડુ થયા પછી કાઢવું, પછી લીંબુના રસમા સાત પુટ દેવા તેમાથી તે માત્રા એક ચણોઠી ભાર મધ તથા ઘીની સાથે આપવી પ્રથમ શસ્ત્રથી કાપીને પછી દુરસ્ત કરવું એ ઉત્તમ છે

## ઊપદંશ*.

ઊપદંશનું કારણ—જે સ્ત્રીઓ ઘણા પુરૂષોથી સંગ કરે છે એવી સ્ત્રીઓનો સંગ થવાથી અથવા દરદ થએલી સ્ત્રીથી, અથવા જેહેની યોનીમા કોઇ કારણથી હમેશા ગરમી હોયછે, એવી સ્ત્રીથી સંગ થાય કીંવા હાથના ઘણા કઠોર સ્પર્શ વડે કીંવા કામાતુર થએલી સ્ત્રીના દાંત તથા નખના ઘાવાથી તથા મઈથુન થયા

---

* ઉપદંશ એટલે ગરમીનો આજાર.

પછી સારી રીતે ધોયું નથી તો, કીંવા દીધે તથા ખરછટ એવા કેશ વડે દુસ્ટ અથવા રોગના ઉપદ્રવથી ખરાબ જે યોની તેના દોષે કરી તથા રજસ્વલા તેમજ શુવાવડી એવી સ્ત્રીઓનો સગ કરવાથી તથા તીખા પદાર્થોનુ ઘણુ ભક્ષણ કરવાથી લીંગના વિષે જે રોગ થાયછે તેહેને ગરમીનો આજાર એવું કેહેછે. એ રોગ સ્ત્રીઓને પણ થાયછે.

ઊપદંશ ઊપર ઊપાયો—પટોલ, લીંબડાની છાલ, ત્રિફળા, ગળો, ખેરસાલ, એનો ઊકાળો કરી તેમાં ગુગળ નાંખી આપવો, આકડાનું મુળ, હીંગળો ભીલામાં, અથવા હરતાળ, એ એખઠાં કરી ચલમમાં નાંખી તમાકુની પેઠે તાણવાં. તેથી મોઢું આવસે, પછી રોગ સારો થાય ત્યારે કટકડી, ખેરસાલ તથા બાવળની છાલ એનો ઊકાળો કરી કોગળા કરવા. સીમલાનો ગુંદ, ચીકણી સોપારીની રાખ, બોરડીની છાલનો ભુકો, શંખજીરૂ એ એકઠાં કુટી કપડછાણ કરી રાખવું તે ચુર્ણ ક્ષત ઉપર ભર ભરાવી દાબીને બેશાડવુ. ત્રિફલાના ઊકાળા વડે પણ ધોવું; લવીંગ ૧ તોલો, પારો ૧ તોલો, મરી ૧ તોલો, અકલકરો ૧ તોલો, વાવડીંગ ૧ તોલો, અજમો ૪ તોલા, જુનો ગોળ ૪ તોલા, ભીલામાં નંગ ૩૫, પારો તથા ભીલામાં એખઠાં કુટી મસળવાં તેમાં પારોમળી ગયો એટલે ગોળ નાંખી ફરી મસળવું, પછી રહેલા ઓસડોનુ ચુર્ણ ઘાલી કુટી તેની ગોળીઓ આસરે પાંચ પાંચ માસાની કરી મુકવી. તેમાંથી એક ગોળી સવારમાં ખાવી, ઉપર બીડુ ખાવું પથ્ય ફક્ત દુધભાત ખાવો તેવીના બીજુ કાંઈ ખાવું નહી, એ ઓસડ સાત દિવસ આપવું. મોટા ઊપદશ, સંધીશોફ, અસ્તીશોફ, સંધીસુળ, અને કોઢ એટલા રોગ મટેછે. મોરથુતુ ૧ તોલો, લવીંગ ૧ તોલો, ધોલોકાથો ૧ તોલો, હીમજ ૪ તોલા, એ સર્વેનો એક ઠેકાણે ખલ કરી લોઢાની કઢઈમાં નાંખી ૪૦ લીંબુનો રસ તેમાં નાંખી તે રસ સુકાય ત્યાં સુધી ખલ કરવો, પછી તેની ગોળીઓ ૨૦૦ કરવી. તેમાંથી બે વખત એક એક ગોળી ઘીમાં આપવી; ચોખા,ઘી તથા ગહુ ખાવા બીજું કાંઇ ખાવું નહિ. રસકપુર ૧ તોલો, મોરથુતુ ૨ તોલો, હીમજ ૪ તોલો, એને ૫૦ લીંબુના રસની ભાવના આપવી. અને સારી પેઠે ખલ કરવો તેની ગોળીયો તુવર પ્રમાણે કરવી. દરરોજ સાંજ સવાર સાદી બરફીના કકડામાં ગોળી આપવી. દાંતને લાગવા દેવી નહી, પથ્ય ગહુની રોટલી તથા ઘી સાકર તે વીના કાંઈ ખાવું નહિ. એ પ્રમાણે સાત દિવસ કરવુ. વૃદ્ધદારૂ, સુઠ, ભીલામાં, હીમજ, આસંદ, ગોખરૂ, એનુ ચુર્ણ કરી તે એક તોલો ચુર્ણ છાશમાં નાંખી તેમાં એક તોલો ગોળ ઘાલી આપવો.

ગરમીનાં ચાઠાંને મલમ—રસકપુર, ધોલોકાથો, મુરદાડ સીંગ, સંખજીરૂ માયફળ, અને સોપારીનો કોયલો એ ઓસડો કપડછાણ કરી ઘીમાં મેળવી ૯

ભસ્મ કુટી ભાજેલા હાડકા ઉપર ત્રણ દિવસ બાંધવી, એટલે હાડકુ સાજુ થઇ કરક મટે છે બાવળની છાલ ૧ તોલો, ત્રીફલા ૩ તોલા અને ગુગળ ૭ તોલા એ એકઠા ખાંડી ગોળીઓ કરી આપવી બાવળની છાલનુ ચુર્ણ મધમા આપવુ

---

## ભગંદર.

ભગંદરનુ કારણ—હરસનો પરીણામ તથા ગરમીનુ દરદ થયુ છતા તે મટવા સારૂ ઘણા કડવુ ઓસડો સેવન કરવાથી, તથા તીખા પદાર્થો ઘણા ખાવાથી, તથા લુખા પદાર્થો ઘણા ભક્ષણ કરવાથી, તથા ઘણો ઉજાગરો થવાથી ભગંદર રોગ ઉત્પન્ન થાયછે, તથા ગરમીની ઉપેક્ષા કરવાથી પણ ભગંદર રોગ ઉત્પન્ન થાયછે

ભગંદરની સમાપ્તી—ગુદના પડખે બે આંગળમા ઘણો વસમો ફોડો થઈ ફુટી, ગુદ, પેડુ, તથા ભગ એનુ વીદારણ કરેછે, એ માટે એ રોગને ભગંદર કહેછે

ભગંદરનુ પુર્વરૂપ એવુ છે કે—કેડ, તથા પડખાના હાડકા દુખેછે, તથા ગુદના વીશે બળતરા, અને ખસ, તથા વેદના, ઇત્યાદી ઉપદ્રવથી ભગંદરનુ પુર્વ રૂપ જાણવુ

ભગંદરનો ઉપાય—પ્રથમ લોહી કાઢવુ, સોનાની જાડી તાર તપાવી તેવડે છીદ્ર કરવુ, પછી ઓપરેશન ઉપાય કારવો, થોર, તથા આકડાનુ દુધ એકઠુ કરી દારૂ હળદરની દીવેટ કરી તેમા પલાળી વ્રણમા નાખવી એટલે ભગંદર સારૂ થાય નાગીમણ પણ મટેછે ત્રિફળાના રસમા બલાપાનુ હાડકુ ઘસી લેપ કરવો, પારો, ગંધક, એ બેઉ કુટી કુવારના રસમા મેળવી ગોળો કરવો તે તાંબાના વાસણમાં મુકી તે ઉપર ભસ્મ દાબવી પછી તે વાસણ ચુલા ઉપર મુકી એક દિવસ સુધી ધીમો તાપ આપવો થંડુ પાયા પછી કાઢવુ, પછી લીંબુના રસમા સાત પુટ દેવા તેમાથી તે માત્રા એક ચણોઠી ભાર મધ તથા ઘીની સાથે આપવી પ્રથમ શસ્ત્રથી કાપીને પછી રૂઝવવુ એ ઉત્તમ છે

## ઉપદંશ

ઉપદંશનુ કારણ—જે સ્ત્રીઓ ઘણા પુરૂષોથી સંગ કરે છે એવી સ્ત્રીઓના સંગ થવાથી અથવા દરદ થયેલી સ્ત્રીથી, અથવા જેહેની યોનીમા કોઇ કારણથી હમેશાં ગરમી રેહેછે, એવી સ્ત્રીથી સંગ થાય તથા હાથના ઘણા કઠોર સ્પર્શ વડે તથા કામાતુર થયેલી સ્ત્રીના દાંત તથા નખના ઘસારાથી તથા મઇથુન થવા

---

● ઇ૧૮૦ એકઠો મરમીનો આજાર

નાવી આપવી. બીજા બાહેરના ઊપાય મલમની પટીઓ વગેરે ઊપાય તજવીજથી કરવા.

---

## મેદોરોગ.

મેદોરોગનુ કારણ તથા લક્ષણ—કફ કરનારો અહાર તથા મીઠું અનાજ તથા મધુર રસ, તથા ચીકણું અનાજ એટલે ગહુ તથા મેંદો વગેરેના ઘીમાં તળેલા પદાર્થોનુ ભક્ષણ. તથા ખાધા પછી તરતજ સુઈ રહેવું, દિવસે નીંદ્રા, તથા હાલચાલ વીનાનું રહેવું; ઈત્યાદી કારણોથી મેદ વધેછે. તેથી બીજી ધાતુ જે અસ્તી મજ્જા ઇત્યાદીનું પોષણ થતુ નથી, તેથી તે માણસ હરેક કામ કરવામાં અશક્ત હોય છે. અને અલ્પશ્વાસ, તરસ, નીંદ્રા, મોહ, સ્વાસનો અવરોધ, ઊંઘમા ઘોરવું, શરીરમાં ગ્લાની, છીંકો, પરસેવાની દૂરગંધી, અલ્પશક્તિ, અલ્પ મઇથુન ઇત્યાદી ઊપદ્રવ થાયછે, તે મેદનુ મુખ્ય ઠેકાણુ પેટ છે એમાટે જહેને રોગ થાયછે. તેહનુ પહેલાંથી પેટ મોટું થાયછે. તથા મેદથી વાયુ રોકાણો છતાં જઠરાગ્નિના વિષે વધારે પ્રવેશ કરવા લાગેછે. તેથી અગ્નિ પ્રદીપ્ત થઇ અહારને શોષી લેછે, એથી માણસે ખાધેલું અનાજ જલદીથી પાચન થઇ ભુખ લાગેછે. કદાચ જમવાનો વખત ચુકે તો મોટો વીકાર થાયછે, અથવા જઠરાગ્નિ મંદ પડી તેથી અનેક વ્યાધી ઉત્પન્ન થાયછે. પ્રમેહ પીટીકા, જ્વર, ભગંદર, વીદ્રધી, વાયુરોગ, એમાંથી, એકાદો કીંવા અનેક વ્યાધી થાય છે, તથા વિશેષે કરી અગ્નિ તથા વાયુ એવિશેષ ઉપદ્રવ કરી શુક્ર ઇત્યાદી ધાતુને બાળી નાંખેછે તે મેદકોપ પામ્યો હોય તો એકાએક વાયુ વગેરે દોષકોપ પામી મોટો ઘોર ઉપદ્રવ કરી માણસને મરવા તોલપણ કરે છે. મેદના યોગથી શરીર ઘણુ મોટુ થયુ છતાં પેટ, સ્તન કુલા, એ ચાલવા વખતે લટપટ હાલે છે. તથા વીસર્પ, ભગદર, જ્વર, અતીસાર, મેહ, હરસ, શ્લી*પદ, ઈત્યાદી વ્યાધીયો થાય છે.

મેદોરોગ ઉપર ઉપાય—સવારે થંડુ અને નીરમળ પાણી તથા તેટલુંજ મદ નાંખી લેતા જવું. હાલચાલ કરવી, સુરજને નમસ્કાર કરવા, કીંવા દંડ કાઢવા. ત્રિકટુ, એરંડનું મુળ, ત્રિફળા, વાવડીંગ એનુ ચુર્ણ કરી તેમાં પાશેર ગુગુલ નાંખી કુટીને ગોળીઓ કરવી. સુકાય તો ત્રીફળાનો ઊકાળો નાંખી ફરી ગોળીઓ કરવી. એ ઓસડ ૧૪ દીવસ લીધુ હોય તો સર્વ વાયુરોગ તથા મેદોરોગ

---

* શ્લીપદ એટલે એક હાથ કીંવા પગ સોજેચડી જાડો થાયછે

આવવું ઈંદ્રીના અંદર ચાઠા થાય છે તેને ત્રીફળાના ઊકાળાની પીચકારી આપવી. અથવા ફટકડીને ફુલાવી પાણીમા ઓગાળી તેની પીચકારી આપવી તે પાણીમા થોડાસો કાથો પણ કોઇ વખત નાખવો ઇંદ્રીના પાણીમાં થોડાસો મોરથુથુ નાખી તેની પણ પીચકારી આપેછે એ ઉપાયથી શાંતી ન થાય તો ઈંદ્રી જુલાબ પણ આપવો. તેના ઓસડો સોરોખાર ન તોલો, કબાબચીની ન તોલો, એલચીદાણા ન તોલો, રેવાચીની ા તોલો, એનુ ચુર્ણ કરી પાણી તથા દુધ સરખા ભાગે લઈ સવારમા ૬ માસા ચુર્ણ આપવુ, મુત્ર સાફ થઈ રોગ તણાઇ જાય છે

ગરમી—અંદર થઈ ઈંદ્રીના ઊપરના ભાગમા ( એટલે વધણુ ઊપર ) લાબી અને મોટી બાઠો આવેછે, તેહેને બદ કહે છે, તેની ઊપેક્ષા થઈ હોય તો તે બદ, કસરથી તથા વળી મુદતે પાકેછે, તે ફુટવાને પણ વીલબ લાગેછે, અને તે વેદના સહન કરવી કઠણ થઈ પડેછે તેના લીધે ઈંદ્રીને પણ વેદના થાય છે, ફુટયા પછી પરૂ વહેવા લાગેછે તેમા કુપથ્ય થયુ હોય તો તે પરૂ ઈંદ્રીની રાહે પણ વહેવા લાગેછે, એવુ થયુ એટલે તે રોગ જલદીથી સારો થતો નથી, એમાટે તે બદની ગાંઠો બધાય એટલે તરતજ તેને વળી જલો લગાડી લોહી કઢાવવુ તથા લીંબડાના પાન થોડુ પાણી નાખી ફુરવા તેમા હળદર તથા ઘી નાખી ઊનુ કરી તેનો પાટો બાધવો. તેથી આરામ ન થાય તો ફરી જળો લગાડવી એટલે હળવુ પછી થોડુંક રહેલા લોહીનુ પરૂ થાયછે તો પણ તેનો નીવેડો થઇ લેપ વગેરે સાધારણ ઉપાયથી જલદી મટે છે એ રોગ સ્ત્રીઓને પણ થાયછે બીજો ઊપાય સુનો, તથા ચીલાયુ એકઠુ કરી તેની ઊપર ઘડી બેસાડવી કુકડાના ઇડામાનુ પાણી કાઢી તેમા સીંદુર તથા રેવાચીનીનો સીરો ઝીણો કરી કપડાને લગાડી પછી આ રવી, તે બેચી કહાડે છે લસણ, તથા ચીલામા અને સરગવાની છાલ એકઠા વાટી બદ ઉપર તે થપથી બાધવી, એટલે થાહે તેવુ બદ કઠણ હોય તો પણ બસેછે

---

## શુક્રરોગ.

શુક્રરોગ એટલે—ઈંદ્રીના વિષે જે રોગ થાય છે તે જે કામાધ પુરૂષ માણસોછે, તે સ્ત્રી વિષયમા લંપટ થઇ એકાએક ઈંદ્રી વળી મોટી થાય તો વિષય સારી રીતે થસે, એવી આશાથી વાત્સ્યાયનાદિ શાસ્ત્રમા કહેલા ચીલામાં વગેરે લેપના ઊપાયો કરેછે, તે ઊપાયોમા કમી જાસ્તી થવાથી ઈંદ્રી ઊપર ફોલ્લાને ગાંઠો થાયછે, તેમાટે તેનો ઊપાય વળી તજવીજથી કરવો.

શુક્રરોગ ઊપર—જળો લગાડી લોહી કઢાવવુ ઘી પીવુ જુલાબ તથા ઈંદ્રીય જુલાબ આપવો, ત્રિફલા તથા ગુગળ એકઠા કરી તેની ગોળીઓ બ

પરમાનું પુર્વરૂપ—દાંત, જીભ, ગળુ, તાળવું એના વિષે મળની ઊત્પત્તી, હાથ પગોને બળતરા, અંગને ચીકણાપણું, તરસ, સ્વાસ એવાં લક્ષણે કરી પ્રમેહનું પુર્વરૂપ જાણવું.

---

## પ્રમેહનીસંપ્રાપ્તી.

કફ એ પેડુમાં રહેલો મેદ અને માંસ તથા શરીરજ કલેદ એને દુષિત કરી દશ પ્રકારનો પ્રમેહ ઉત્પન્ન કરે છે. તેમજ પીત્ત ઘણા ઊન્હા પદાર્થો શેવન કરવાથી કોપ પામી મેદ વગેરેને દુષિત કરી છ પ્રકારના પ્રમેહને ઊત્પન્ન કરે છે. તેમજ વાયુ પણ પોતાને ઉત્પન્ન કરનાર કારણેથી દુષિત થઇને રસાદી સપ્તધાતુને આકર્ષણ કરી ચાર પ્રકારના પ્રમેહને ઊત્પન્ન કરે છે. ઘણું તથા ડોળાએલુ મુતર થવું એ પ્રમેહનું સામાન્ય લક્ષણ છે.

પ્રમેહનું અસાધ્ય લક્ષણ—જવર, તરસ, અતીસાર, બળતરા શરીરે દુબલાપણું એટલાં લક્ષણો હોય તો તે અસાધ્ય જાણવાં. માબાપના લગવાડનો હોય તો તે પણ ઓસડથી મટવાનો નહીં.

પ્રમેહ ઊપર તથા ધાત પડેછે તે ઉપર—આમળાંના ઉકાળામાં બે માસા હળદર તથા મધ નાંખી આપવો. ગળોનો રસ કાઢી તેમાં મધ નાંખી આપવો. પાષાણ ભેદનું ચુર્ણ મધમાં આપવું. તાંબુ, કલઇ, મીઠુ લેઇ તેમાંની કલઇનું પત્રુ કરી તેમાં તાંબાનુ પત્રુ વીટવું તેહેના હેઠ ઊપર મીઠું નાંખી તે એક શરાવમાં નાંખી કપડમાટી કરી ગજપુટ આપવો થંડુ થયા પછી કાઢવું તે ભસ્મ અનુપાન યોજી આપી હોય તો પ્રમેહ, અગ્નિ મંદ, કાસ સ્વાસ, એ રોગ દુર થઈ ધાતુની વૃદ્ધિ થાય છે.

રક્તપ્રમેહ ઊપર—ખજુર, પુસ્કરમુળ, ટીંબરૂ,ગળો એનો ઉકાળો કરી થંડો થયા પછી મધ નાંખી આપવો. ત્રિફળાનું ચુર્ણ, હળદર તથા સાકર સાથે મધમાં આપવું. જુનો ગોળ ૧ ભાગ, શોધેલો ગંધક ના ભાગ એની ગોળી કરી આપવી. તે ઉપર દૂધ પીવું ચદ્રપ્રભાવટી આપવી. તાજું ઘી તોલા ૪, ભીલામાં નંગ ૪ લેઇ ઘીમાં સેકવાં ભીલાંમાનો અર્ક નીકળ્યા પછી ભીલામાના કકડા કરી નાંખવા તે પછી તેમા ૬ માસા રેવાચીનીનુ ચુર્ણ નાંખી પીવુ.

---

## વાતરક્ત.

### વાતરક્ત અટલે રક્તપીત્તા તેહેનું સામાન્ય કારણ તથા લક્ષણ.

ખારૂં, ખાટું, તાજું અને ગરમ એનુ ઘણુ સેવન; અજીર્ણ ખરાબ તથા સુકા

દુર થાય છે ૧ વાલ પારાની ભસ્મ મધમા લેતા જવી. પોકત લેવુ એટલે મહારોગ, પરમો એ રોગ જઈ શરીર દૂબળુ થાય છે પીત વહે છે ત્યા સુધી લગાર નબળાઈ આવે છે પણ મેહ તથા પરમો છે કજ નાશ પામે છે

કમરિાગનુ સાધારણુ કારણુ તથા લક્ષણુ—ખાધેલુ અનાજ પાચન થયુ નથી ત્યા ફરી ખાવુ, હમેશાં મધુર ખાટુ ખાવુ અથવા વાસનુ ભક્ષણ, શાક ભાજી ઘણી ખાવી, વાયલ પદાર્થેના અહાર, દૂધ વગેરે તથા મીસ્રાન અને ગોળ એનુ ભક્ષણ, વ્યાયામ ન કરવો, દિવસે નીદ્રા ઇત્યાદી કારણોથી કીરમ રોગ થાય છે એ રોગ થકી જ્વર, નીસ્તેજપણુ, શુળ છાતીની પીડા, વમન, ભ્રમ, ખાધાનો તીરસ્કાર, અતીસાર, શળ, મોના પાણી ફુરવું, સ્વાસ, ઓડકાર, અગ્નિ મંદ, અન્નનુ અપાચન, મળનો ભભડાટ, પાડુતા, ઇત્યાદી ઉપદ્રવ થાય છે

કમરિાગ ઉપર—બેરની છાલ, કુમની છાલ અથવા ઇંદ્રજવ, લીંબડાની છાલ, વજ, નસોત્તર, ત્રકિટુ, ત્રિફળા એ સર્વના ઉકાળામા ગોમુત્ર નાખી આપવો. ખાખરાના બી કાઢી પાણીમા પલાળી, તે પાણી ગાળી તેમા મધ નાખી આપવું નાગરમોથ, ઊંદરકની, ત્રિફળા, દેવદાર, સરગવાની છાલ એનો ઉકાળો કરી તેમા પીપર તથા વાવડીંગનુ ચુર્ણ નાખી આપવો. દાડમની છાલનો ઉકાળો કરી તેમાં તેલ નાખી ત્રણ દિવસ આપવો. પારો, ગંધક, અજમોદ, બેહેડા કોપલા, પીત્તપાપડો એનુ ચુર્ણ મધમા આપવુ સુંઠ વાવડીંગ, ભીલામા એનુ ચુર્ણ મધમા આપવુ ત્રિકટુ ત્રિફલા, ઇંદ્રજવ, કરીઆતુ, નસોત્તર, વજ, વાવડીંગ એનો ઉકાળો કરી ગોમુત્ર નાખી આપવો. એકલા વાવડીંગનો ઉકાળો ગોળ નાખી આપવો. ભીલામાના ફૂલ પાડી તે દહીંમા આપવા કૌવચની સીંગની ઊપરની બાજુ પાડી તે દહીંમા આપવી કપુર તથા કેસર ગોળમા આપવુ (તેમા પારસ બી તથા કૌવચ, પારો તથા ભીલામા એનુ ઓસડ બાર વરસની અંદરનુ જે છોકરૂ હોય તેને આપવુ નહીં) ફુદીનાના રસમા ઇંદ્રજવનુ ચુર્ણ થોડી હીંગ નાખી આપવુ ધતુરાનો રસ તથા ફુદીનાનો રસ ભેળો કરી આપવો બીજોરાની છાલનો ઉકાળો કરી આપવો.

પરમાનુ કારણુ—અમસ્તુ બેસવુ, ઘણી નીંદ્રા લેવી, દહી, ગાજર, મચ્છ, કાચબો તથા પાણીપાસે રેહેનારા પ્રાણી એનુ માસ, દૂધ તથા ગોળના પદાર્થો તથા રાતી ખાંડ અને કફ કરનારા સર્વ પદાર્થ ઘણા ખાવા તથા ઘણુ પાણી પીવું એ સર્વ પરમો થવાના કારણો છે

* દવાઇનો ગમેતે દિવા ઉપર સેકી લાલ કરી ગાંગડુ બાકેછે તે કરતાં નાળીઓ સેકી લેવા સેતી છે કે પીત બેપના કેરાવે દવાતરની પછી આપવી હોય માટે એટલે તે રોકી તેમા મજુાની પડાખેથી એસાડ બારવી એટલે કાન થાય છે પછી મીઘની સોની તેમ બેસાડવી.

† મેહેમિા પગાશ્માન કહે છે

પરમાનું પુર્વરૂપ—દાંત, જીભ, ગળુ, તાળવું એના વિષે મળની ઊત્પત્તી, હાથ પગોને બળતરા, અંગને ચીકણાપણું, તરસ, સ્વાસ એવાં લક્ષણે કરી પ્રમેહનું પુર્વરૂપ જાણવું.

## પ્રમેહનીસંપ્રાપ્તી.

કફ એ પેડુમાં થયેલો મેદ અને માંસ તથા શરીરજ કલેદ એને દુપિત કરી દશ પ્રકારનો પ્રમેહ ઉત્પન્ન કરે છે. તેમજ પીત્ત ઘણા ઊન્હા પદાર્થો શેવન કરવાથી કોપ પામી મેદ વગેરેને દુપિત કરી છ પ્રકારના પ્રમેહને ઊત્પન્ન કરે છે. તેમજ વાયુ પણ પોતાને ઉત્પન્ન કરનાર કારણેથી દુપિત થઇને રસાદી સપ્તધાતુને આકર્પણ કરી ચાર પ્રકારના પ્રમેહને ઊત્પન્ન કરે છે. ઘણું તથા ડોળાએલુ મુતર થવું એ પ્રમેહનું સામાન્ય લક્ષણ છે.

પ્રમેહનું અસાધ્ય લક્ષણ—જ્વર, તરસ, અતીસાર, બળતરા શરીરે દુબલાપણું એટલાં લક્ષણો હોય તો તે અસાધ્ય જાણવાં. માબાપના લગવાડનો હોય તો તે પણ ઓસડથી મટવાનો નહી.

પ્રમેહ ઊપર તથા ધાત પડેછે તે ઉપર—આમળાંના ઉકાળામાં બે માસા હળદર તથા મધ નાંખી આપવો. ગળોનો રસ કાઢી તેમાં મધ નાંખી આપવો. પાષાણ ભેદનું ચુર્ણ મધમાં આપવું. તાંબુ, કલઇ, મીઠુ લેઇ તેમાંની કલઇનું પત્રુ કરી તેમાં તાંબાનું પત્રુ વીંટવું તેહેના હેઠ ઊપર મીઠું નાંખી તે એક શરાવમાં નાંખી કપડમાટી કરી ગજપુટ આપવો થ ડ થયા પછી કાઢવું તે ભસ્મ અનુપાન યોજી આપી હોય તો પ્રમેહ, અગ્નિ મંદ, કાસ સ્વાસ, એ રોગ દુર થઈ ધાતુની વૃદ્ધિ થાય છે.

રક્તપ્રમેહ ઊપર—ખજુર, પુસ્કરમુળ, ટીંબરૂ, ગળો એનો ઉકાળો કરી થ ડો થયા પછી મધ નાંખી આપવો. ત્રિફળાનું ચુર્ણ, હળદર તથા સાકર સાથે મધમાં આપવું. જુનો ગોળ ૧ ભાગ, શોધેલો ગ ધક ‌ા ભાગ એની ગોળી કરી આપવી. તે ઉપર દુધ પીવું ચદ્રપ્રભાવટી આપવી. તાજું ઘી તોલા ૪, ભીલામાં નંગ ૪ લેઇ ઘીમાં સેકવાં ભીલાંમાનો અર્ક નીકળ્યા પછી ભીલામાના કકડા કરી નાંખવા તે પછી તેમા ૬ માસા રેવાચીનીનુ ચુર્ણ નાંખી પીવુ.

## વાતરક્ત.

### વાતરકત એટલે રકતપીત્ત તેહેનું સામાન્ય કારણ તથા લક્ષણ.

ખારૂં, ખાટું, તાખું અને ગરમ એનુ ઘણુ સેવન: અજીર્ણ ખરાબ તથા સુકા

જપેલા એવા માછલા વગેરેનુ ભક્ષણ, ખોળ, મુળો, કળથી, વાલ એનુ અતીભક્ષણ, સેકેલા તલના પદાર્થો, સેરડીનો રસ, દહી ખાટુ ખારા અનાજ, છાશ, તાડી, દારૂ એનુ ઘણુ સેવન, ઈત્યાદી કારણોથી ઘણુ કરી સકુમાર તથા જાડા એવા માણસના શરીર માંહેનુ લોહી વાયુના સાથે કોપ પામી પગમા જામે છે પછી તે ખરાબ વાયુના સાથે મલે છે, એ રોગમા વાયુનું પ્રબળ છે તેથી એને વાતરક્ત કહે છે, એ રોગમા પિત્ત તથા કફ દૂષિત થઈ દૂષિત થએલા વાયુની સાથે મળી તે લોહીનો બીગાડ કરેછે પગોને સ્પર્શ કરી એ તો દુખે છે બેહેરા પડે છે, પીત્તરક્તથી પણ બળતરા યુક્ત હોય છે, પગોને રતાશપર સોજો થાય છે, કફના દોષે કરી ખણ આવેછે, પગ ભારે થાયછે, થડા તથા બેહેરા પડે છે, એ પ્રમાણે ત્રિદોષનુ વ્યાપ પણુ થવાથી સર્વ લક્ષણો થાયછે

રક્તપિત્તીનુ અસાધ્ય લક્ષણુ—જે રક્તપિત્તી ઢીચણસુધીવ્યાપી, તરડો પડી ફુટીને ફેલાય છે, તથા જ્વર વગેરે ઉપદ્રવ થાય છે તથા રક્તપિત્ત થયાને એક વરસ ગુજરી જાય તે તથા બલ અને માસ નબળુ પડે તે રક્તપિત્તી અસાધ્ય જાણવી

રક્તપિત્તી ઊપર ઊપાયો—પેહેલાથી સ્નેહ વગેરે ઉપાય કરવો તથા લોહી કઢાવવુ, પછી રેચન તથા વમન આપવુ ગળોના ઊકાળામા એરંડીયુ નાખી આપવુ અથવા એકલોજ ઉકાળો આપવો. ગોળમા હીમજનુ ચુર્ણ નાંખી તેની ગોળી રોજ ખાવી વર્ધમાન પીપર પણ આપવી હરતાલ ૨ તોલા, પારો ૧ તોલો, ફુટકડી ૫ તોલા, એનો એકઠો ખલ કરી પછી સાટોડીના રસમા આખો દિવસ ખલ કરી થાનકી કરવી, પછી શરાવમા નાખી કપડ લેપ કરી આઠ આછાણામા ગજપુટ આપવો, પછી ખલ કરી મુકવી. તે ભસ્મ એક બે અથવા ત્રણ ચોખા બરાબર અનુપાનની સાથે આપવી. મજીઠ, ત્રિફલા, કડુ, વજ, હલદર, લીંબડાની છાલ, ગળો, દેવદાર, નસોત્તર, ખેર સાર એ સર્વનો ઊકાળો લીધો હોય તો સર્વ કોઢ તથા રક્તપિત્તી દૂર થાયછે મરી ૧ તોલો, હરતાળ ૧ તોલો, મનસીલ ૧ તોલો, આકડાનુ દૂધ ૨ તોલો, કળલાવી ૧ તોલો, જેહેરકોચલા ૧ તોલો અતી વીખની કળી ૧ તોલો, લીંબડાની છાલ ૧ તોલો, ઇદ્રજવ ૧ તોલો, ગોમુત્ર ૪૦ તોલા એનો ચોથો ભાગ ઊકાળો ઊતારી તેમા તેલ પાચ તોલા નાખી ઊકાળવુ, અને તે લગાડવુ કડવા લીંબડાના પાન તેનો અંગરસ કીધો તે બાવના દૂધમા વાટી રસ કાડવો તે લેતા જવુ ખજુર પાણીમા ચોળી તેમા એરંડીયુ નાખી આપતાજવુ એટલે રક્તપિત્તી, ધનુરવાત, એ રોગ નાશ પામે છે આમળા એ રડીવામા તળી, સાજ સવાર ફાકી લેવી ઉપર ઊનુ પાણી એક પુરો પીવુ ગળો, નગુના પાન, આમળા એનો ઊકાળો કરી, તેમા એરંડીયુ અથવા મધ નાખી લેના જવો. મીઠુ, મજીઠ, રાળ, કાવળી એનુ તેલ કરી અંગને લગાડવુ એરંડી,

અરડુસો, ગળો, એનો ઉકાળો, એરંડીઉં નાંખી આપવો. શોધેલો એકલો ગંધક દવમાં આપવો. ગંધક રષાયણ પણ રક્તપિત્તી ઉપર લાગુ પડે છે.

---

## વિષુ*ચિકા.

વીશુચીકા એટલે મુરછી તથા અગ્નિમંદ મુરછીનુ સાધારણકારણ તથા તેનુ લક્ષણ—મુરછી અજીરણથી થાય છે તથા ગાત્રોને સોઇઓ ભોકવાપ્રમાણે વેદન થાયછે. મુરછા, અતીસાર, ઉલટી, તરસ, શુળ, ભ્રમ, અજપો, ધ્રુજવું, ઇત્યાદી લક્ષણો થાયછે.

અસાધ્ય લક્ષણ—મુત્રનો અવરોધ, નિંદ્રાનાશ, અન્ન ઉપર અભાવ, મોહ અતિશોષ, દાંત, હોઠ, નખો કાળા થવા, ઊલટીથી બેજાર થઈ આંખો તથા શબ્દ ઊંડાજવા, શરીરના સાંધા છુટવા એ લક્ષણો થાય છે.

મોડસી, તથા અગ્નિ મંદ તથા અજીર્ણ ઊપર—લસણ, સંચળ, જીરૂ, સીંધાલોણ ત્રિકટુ, હીંગ એના ચૂર્ણની લીંબુના રસમાં બોરબોર જેવડી ગોળીઓ કરવી. તેમાંથી એક ગોળી આપવી. તેથી અજીર્ણ, મોડસી, અગ્નિ મંદ એ રોગ દૂર થાય છે. પારો ૧ ભાગ, ગંધક ૨ ભાગ, લોહભસ્મ ॥ ભાગ, પીપરીમુળ ૧। ભાગ, ચીત્રકમુળ ૧। ભાગ, સુઠ ૧। ભાગ, લવીંગ ॥ ભાગ, સંચળ ૧

---

* વીશુચીકા, કોગળયુ, પટકી, એમુરછીથીજ થાયછે કેમકે મુરછીના અને કોગળીઆનાં લક્ષણો તથા નીદાન ઘણુ કરી એકજ રીતના હોયછે તથા જે ઓસડો મુરછી ઊપર કહેલાં છે તેમાંથી કેટલાએક ઓસડો કોગળીઆ ઉપર આપેલા અને તેથી તે માણુસો તે રોગ૧ાથી બચેલાછે પણ પ્રાણ વાયુ તથા અપાનવાયુ એઓની સાકળ છુટયા ના પેહેલાં ઉપાય કરવો જોઇએ એ રોગ ઘણુ કરી ધાસ્તીથી ઘણો વધેછે, તથા મુસ્કલથી બચેછે. બદબોથી જે હવા તથા પાણી ખરાબ થાયછે તેથી તાપ વગેરે ઘણા રોગ ઉત્પન્ન થાયછે. એવું ઘણા લોકનુ મત છેજ. તોપણ જ્વર અને કોગળીઉ આ રોગના ખરાબ થયેલા હવા પાણી એ તો મુખ્ય કારણોછે, કોગળી આનો રોગ જેટલો શેહેરમા વ્યાપક થાયછે. તેટલો ગામડામાં થતો તથી, તથા જ્યાં મેળા, જાત્રા વગેરે ભરાય છે ત્યાં માણુસોના અતી જમાવથી, મળ, મુત્ર, પસીનો, બફારો એ વધારે ગંદકીના સાથે ફેલાય છે. એક વીદ્વાને એવો સુમાર કાઢેલો છે કે કાળા મોઢાના એટલે જેહેરી મોકી રમતે દુર્ગંધીથી તથા ખરાબ થયેલી હવાના બફારાથી પેટમા જલદીથી થઇ વધેછે, એ રોગ એકનો બીજાને વળગે છે, બીજુ એવુ કે એ રોગ થયો છતાં બચવાની આશા નથીજ, તેથીજ એકની અવસ્તા જોઇ ધાસ્તીથી બીજાને થાયછે.

ભાગ, સાજીખાર ૧ ભાગ, મરી ૨ ભાગ, એકઠું એ સર્વેનું ચૂર્ણ કરી ચણાની આ બમા સાત દિવસ ખલ કરી ત્રણ અથવા ચાર વાલ પ્રમાણે એક એક ગોળી કરવી તે ઉના પાણીની સાથે આપવી, શોષ પડ્યો હોય તો લવીંગનો ઊકાળો આઠમો ભાગ રાખી આપવો. બીજોરાનું મુળ, ત્રિકટુ, હલદર, કરંજબીજ એનું ચુર્ણ કરી ચુકવું તે કાળમા મેળવી અંજન કરવું હીંગ, વજ, વાયબરૂ મીઠું, સુંઠ, અજમો હીમજ એનું ચુર્ણ ભરા અથવા ઊના પાણીમા લીધુ હોય તો વાયુ, શુળ, આરસ, અગ્નિ મંદ, મળાવરોધ, ઉદર, મોડસી એનો નાશ થાય છે ત્રિકટુ, લવણ, વડાગરૂ, સીંધાલોણ, ટંકણખાર, સંચળ, નીસોત્તર, ચીત્રક, જીરૂ, શાહાજીરૂ, જવખાર, સાજીખાર, હરડે, વાવડીંગ, પીપરીમુળ, લવક એ સર્વેનું કપડછાણ ચુર્ણ કરી તેના તોલો ચુર્ણ ભરા અથવા ઉના પાણીમા આપવુ એટલે ઉદરશુળ, ગુલ્મ, વાયુવીકાર, આનાહવાયુ, પ્લીહા એ રોગ દુર થઈ જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે લસણ બેચક, જીરૂ, સીંધાલોણ, ત્રિકટુ, હીંગ એનું ચુર્ણ લીંબુના રસમા આપવુ લીંબુ તથા આદાના સરખા રસમો સીંધાલોણ, સાકર, તથા થોડીક હીંગ નાખી આપવુ

હીંગાસ્ટક ચુર્ણ—ત્રિકટુ, ચીત્રક, સીંધાલોણ, અજમો, જીરૂ, શાહાજીરૂ સંચળ એ સરખા ભાગે તથા તેનો આઠમો ભાગ હીંગ એનુ ચુર્ણ કરી ભરામા અથવા જમવા વખતે પેહેલા કોળીઆમા ઘી ભાતના સાથે આપવું એટલે ગુલ્મ, આમ, અગ્નિ મંદ, મોડસી, એનો નાશ થઈ જઠરાગ્નિ પ્રદીપ્ત થાયછે આમલીના પાન, હરડેદલ, ત્રિકટુ, સીંધાલોણ, વડાગરૂ, વાવડીંગ, જીરૂ, શાહાજીરૂ, અજમો, સંચળ એનું ચુર્ણ ભરા અથવા ઘીમા લેવુ સુંઠ ૫ ભાગ, પીપર ૭ ભાગ, સંચળ ૨ ભાગ અજમો ૨ ભાગ, મીઠું ૨ ભાગ, આમળા ૨ ભાગ, એ સર્વેનુ ચુર્ણ ભરાની ઉપરના પાણીમા આપવુ ત્રિકટુ, ચીત્રક, જગલી થોર, વાવડીંગ કરંજબીજ, હરડેદળ, એનુ ચુર્ણ, તથા તેહેની બરાબર સાકર તેમા નાખી સવાર. રમા શકિત જોઈ લેવુ મીઠું, અજમોદ, અજમો, પીપર, સુંઠ, હીંગ, તથા તે સર્વેની બરાબર હરડેદલ એ સર્વેનુ ચુર્ણ ઊના પાણીની સાથે અથવા ઘીની સાથે આપવુ એ ચુર્ણને વૈશ્વાનર ચુર્ણ કહે છે

મરકી ઉપર ઉપાયો—આંબલી ૯ તોલા, બીલામા ૮ તોલા, એકઠા કરી પોણીયુ ભરીના રસમા મેળવી કપડાવતી ગાળવો, અને તે રસ પીવો. એટલે ઊલટી, ઝાડા બંધ થાયછે, જે ઝેરી કીરમ હોય છે તે પણ બાહેર નીકળી મરે છે, એ ઓસડ સાધારણ કીરમ ઉપર પણ ચાલે છે

બતી કૃલાદી ગુટીકા—જાયફળ ૧ ભાગ, સીંધાલોણ ૧ ભાગ, હીંગળો ૧ ભાગ, કોડીની ભસ્મ ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, અફિણ ૧ ભાગ, ધતુરાના બીજ ૧ ભાગ, પીપર ૧ ભાગ, એ ઓસડો સરખા ભાગે લઈ લીંબુના રસમા અથવા

ધંતુરાનાં બીજના ઊકાળામાં અથવા લીલાગરના ઊકાળામાં ભાવના આપી ચણોઠી પ્રમાણે ગોળીયો કરવી, તે મરકી ઉપર આપવી હોય તો એક પૈસા ભાર છાશ, ચણા જેટલી હીંગ સેકેલી અને સીધાલોણ ૧ માસો એકઠું કરી તેમા એક ગોળી આપવી, એટલે તેજ વખત ઝાડો તથા ઊલટી બંધ થાયછે, એ ગોળી નાગરવેલના પાનમાં આપી હોય તો વીર્ય વૃદ્ધી થાયછે, મુત્રકૃછ, પ્રમેહ મટેછે. ખપોરી આના કાટમાં ગોળ આપવો એટલે ઝાડો, ઊલટી અને શોષ બંધ થાયછે.

એ રોગમાં શોષ ઊપર ઉકાળો—કોસ્ટ ન ભાગ, નાગરમોથ ન ભાગ, વડવાઈ ન ભાગ, આપવો. જેઠીમધ ન ભાગ, ચોખાની ધાણી એક મૂંઠી, એનો ઊકાળો કરી સીંધાલોણ ૧ માસો, અફીણ ૧ માસો, સેકેલી હીંગ ૧ માસો, એનુ ચુર્ણ કરીજાડીછાશમાં આપવું. મોગલાઇ એરંડાનાં મુળ છાશમાં ઘસી હીંગ તથા સીંધાલોણ લગાડી પાવાં એ અનુભવી ઓસડ છે.

---

## અરોચક.

અરૂચી થવાનું કારણ—વાત, પીત્ત, કફ, એઓને કોપ પમાડનારા પદાર્થોનું ભક્ષણ, શોક, ભય, ક્રોધ, અતીલોભ, મનને ઊદ્વેગ કરનારા તથા કંટાલો ઊપજાવનારા પદાર્થોનુ ભક્ષણ તથા તેવુ અનાજ તથા રૂપનુ દર્શન તથા દુર્ગંધ એવા કારણોથી અરૂચી રોગ થાયછે.

અરૂચી ઊપર—સંચળ, ધરાખ, મરી, જીરૂ, શાહાજીરૂ, વરીઆળી, કોકમ દાડમના દાણા, એ સર્વની ચટની કરી તેમાં મધ તથા ગોળ નાંખી ખાવી. આમલી તથા ગોળ એમાં પાણી નાંખી ચોળવુ ને તેમાંતજ, એલચીદાણા, મરી એનો ભુકો કરી નાંખવો તેનો કોગળો મોમા રાખવો. આદાનો રસ તથા લીંબુના રસમાં ધરાખ નાખી ચોળવી, અને જીરૂ, મરીનો ભુકો, સાકર તથા સીંધાલોણ નાખી સ્વાદીલુ કરી આપવુ. કોકમ તથા ગોળ કીંવા સાકર, તથા એલચીદાણા એની ચટની કરી ખાવી. આમળાં, હીંગ, મરચાં, મીઠુ, જીરૂં, દાડમની છાલ, બીજોરા નાંબીજ. એનુ ચુર્ણ કરી આપવું. બીજોરાનું મગજ તથા સીંધાલોણ ઘીમાં તળી આપવુ એટલે અરૂચી જાય છે.

---

## છર્દી*નું કારણ

ઘણું અજીર્ણ તથા ઘણા ખારા, અતી ચીકણા, નભાવે એવા પદાર્થોનુ ભક્ષણ

* છર્દી એટલે ઊલટી.

તથા ઘણું વેદેહ જમવું, ઘણો પાતળો પદાર્થ ખાવો તથા વખત વીનાનું ભોજન કરવું, મેહેનત, ઉદ્વેગ તથા ખણા કડ મો આવે એવા પદાર્થોનું સ્નાન કીંવા ભક્ષણ તથા તેવા પદાર્થો દુર્ગંધી એવા કારણોથી ઊલટી થાય છે તથા સ્ત્રીઓને ગર્ભ રહેલ હોય તો ઊલટી થાય છે, કીરમથી પણ ઓકારી લાગે છે

ઓકારીથી ઉપદ્રવ—તરસ, હેડકી, સ્વાસ, જ્વર, ઉદસ, મોહ, છાતીની વેદના, તમકસ્વાસ, એ ઉપદ્રવ થાય છે અને તરસ, સ્વાસ, ઉદ્રસ તથા ઊલટીમ મળમુત્ર જેવી દુર્ગંધી આવે છે તે અસાધ્ય જાણવી

ઓકારી ઉપર ઉપાય—હીમજ, આમળા, મધ, પાણી એ સરખા ભાગે લઈ તેમા ૧૬ તોલા ઊનુ પાણી નાખી હાથથી ચોળી તે પાણી ગાળી લઈ આપવુ તજ તમાલપત્ર, એલચી, ત્રિકટુ, લવીંગ, જીરૂં, વછનાગ, પીપરીમુળ એનુ ચુર્ણ કરી મધમા આપવુ સીધાલોણ ઘીમા આપવુ પાણી, મસુર, જવ મગ, એનુ ઓસામણ કાઢી તેમા સીધાલોણ નાખી મધમા આપવુ સુખડ ઘસી તેમા આમળાનું ચુર્ણ તથા મધ નાખી આપવુ પીત્તપાપડાનો ઉકાળો મધ નાખી આપવો વાવડીંગ, ત્રિફલા, સુંઠ એનુ ચુર્ણ મધમા આપવુ પીપળાના ઝાડ ઊપરના ચીમડા બાળી પાણીમા મેળવી તે પાણી ગાળીને આપવુ

ત્રિદોષની ઓકારી ઉપર—ધાણા, કુલાવેલી ફટકડી, ચોખાની ધાણી, લવીંગ, નાગકેશર, પીપર, બોરનાઠળીઆ, નાગરમોથ, ચંદન એનુ ચુર્ણ મધ તથા સાકર નાખી આપવુ બોરનાઠળીઆ માહેનો મગજ ૧ ભાગ, પીપર ૧ ભાગ, મોરના પીછાની ભસ્મ ૧ ભાગ, એ ઓસડોનું ત્રણ માસા ચુર્ણ સાકર તથા મધમા આપવુ એથી ઓકારી બંધ થાય છે જુના ગુણ પાટની રાખ કરી પાણીમા ઘી વા મધમા આપવી ટંકણખાર ફુલાવેલો દૂધમા ઘી વા મધમા આપવો. સુકા લીંબુની રાખ કરી મધમા આપવી અમરવેલના રસમા શંખ ભસ્મને ભાવના આપી તે ચણોઠીભાર મધમા આપવું જાયફલ દૂધમા ઘસી પાવુ એ ઓસડો ઉલટી ઊપર યોગ્ય તથા અનુભવેલા છે

---

## હીકવા એટલે હેડકી

હેડકી ઉપર—રેણુ કબીજ તથા પીપર, એનો ઉકાળો હીંગ નાખી આપવો. બળતામા સ્ત્રીનુ દૂધ નાખી નાકમા રેડવુ પીપરનું ચુર્ણ સાકરની સાથે આપવુ મોરના પીંછાનું ભસ્મ તથા પીપરનુ ચુર્ણ મધમા મેળવી વારવાર ચટા-ડવું બીજોરાના રસમા મધ તથા સંચળ નાખી આપવો. ધમાસાના ઉકાળામા મધ નાખી આપવો. માખીની વીસ્ટા દૂધમા ઘોળી નાસ લેવો. સાગરાનુ મુગ

સાકરના પાકમાં ચુર્ણ કરી આપવું. સુવર્ણ માક્ષીક ભસ્મ મધ તથા ઘીમાં આપવી. સોનાનો વરખ માંખણના આપવો.

---

## સ્વરભેદ.

સ્વરભંગ ઉપર—ગાયના દૂધમાં આમળાંનુ ચુર્ણ આપવું. ભોજન થયા પછી ઘીમાં મરીની ભુકી આપવી. પીપર, પીપરીમુળ, મરી, સુંઠ, એનુ ચુર્ણ ગોમુત્રમાં આપવું. ત્રિકટુ, ત્રિફળા જવખાર, એનું ચુર્ણ મધમાં આપવું. કોલીજન, બોરડીનું મુળ મોંમા રાખી તે નો ઓગાળ ઊતારવો. જેઠીમધનો ઉકાળો સીધાલોણ તથા મધ નાંખી આપવો. બોરડીનાં પાન ઘીમા સેકી ચુર્ણ કરવું તેમાં થોડું કાસીધા લોણ નાંખી તો હમેશાં મહોમાં નાંખતા જવુ. નવટાંક ગરબી તથા દહી લેઇ તેમાં સાકર ૪ તોલા નાંખી ભક્ષણ કરવું રાતે ઉન્હુ દૂધ પીવુ.

---

## તૃષ્ણા.

તૃષ્ણા [ એટલે શોષ ] તે ઉપર—મીઠું દહીં ૧૨૮ ભાગ, સાકર ૬૪ ભાગ, ઘી ૪ ભાગ, મધ ૪ ભાગ, મરીનો ભુકો ૨ ભાગ, સુઠનો ભુકો ૨ ભાગ, તથા એલચીદાણા ૨ ભાગ એ સર્વ એકત્ર કરી, કલ્હઈના વાસણમાં મુકવાં, તેમાંથી થોડું થોડું ખાવુ. સોનુ, રૂપું, લોઢુ વગેરેને તપાવી પાણીમાં ઝામવું અને તે પાણી પીવા આપવુ. પાણીમાં સાકર અથવા મધ નાંખી આપવું. કાળી ધરાખ તથા જેઠીમધ એનો ઉકાળો આપવો. ચોખાના ધોવણમાં મધ નાંખી આપવું. થંડુ પાણી તથા મધ એકત્ર કરી સેરભર પાવુ, તેથી ઉલટી થઇ બળતરા તથા તરસ શાંત થસે બકરાના માંસનો ઉકાળો કરી તેમાં મધ તથા સાકર નાંખી આપવો. ઘી તથા દૂધ એ ખાટાં કરી પીવુ. હજરત બોર ચોખાના ધોવણમાં આપવું. હીરાદખણ મધમાં ઘસી જીભને ચટાડવુ. નહાના પ્રકારનાં સરબત આપવાં.

---

## મૂર્છા.

મૂર્છાનું કારણ.—શરીરની નબળાઈ, ઘણી દોષ વ્યાપ્તિ વાયડો આહાર, મળમુત્રનો અવરોધ, સત્વગુણનું છોડવું એવા કારણોથી વાયુ વગેરે દોષ કોપ પામી નેત્રાદિ ઇંદ્રીઓ તથા મનવાહીની નાડીના વિષે જઇ મુર્છાને ઊત્પન્ન કરે છે.

મૂર્છાનુ સ્વરૂપ—સજ્ઞા ( એટલે ચેતના ) એને વહેવાવનારી નાડી તથા રગો તથા મોતો વાહિની નાડી એ સર્વ વાયુ વગેરે દોષથી આચ્છાદન થઇ જારી રમા એકાએક તમોગુણરૂપી પામી સુખદુખનુ ઉત્પન્ન કરનારૂ જ્ઞાન નાશ થાય છે અને માણસ લાકડાની પેઠે પડે છે એવી વ્યાધીનુ નામ મૂર્છા એને સન્યાસપણ કહે છે

મૂર્છા ઉપર—ધરાખ, ગળો, સુઠ, પુસ્કરમુળ, પીપરીમુળ એનો ઉકાળો કરી તેમા પીપરી તથા મધ નાખી આપવો ધમાસાનો ઉકાળો ઘી નાખી આપવો. હીમજનો ઉકાળો ઘી નાખી આપવો. પારાની ભસ્મ અથવા રસ સીદુર પીપર તથા મધમા આપવુ હળદર તથા સાકર થડા પાણીમા આપવી. ત્રિદોષથી ઉત્પન્ન થયેલી મૂર્છા હોય તો આખોમા સુરમું અથવા લવીંગ સુઠ એ બેનુ અજન કરવુ પગે બળતા સીસામા ચાપવા નવસાગર તથા ચુનો એક સીસીમા ભરી તેનુ મો બધ કરી મુકવુ, તે] સીસીનુ મહો ઉઘાડી સુગવી

---

## દાહ એ૦ બળતરા તે ઉપર.

ઘી ૧૦૦ પાણીએ ધોઈ અગને લગાડવુ ધાણા અધ કચરા કરી રાતે પલાળી મુકવા, સવારે તે પાણી ગાળી લેઇ તેમા સાકર નાખી પીવું વાળો તથા ચદનનો પાટ લેપ કરવો. કમળના તથા કેળના પાન ઉપર સુઇ રેહેવુ રક્તવિકારથી દાહ હોય તો લોહી કઢાવવુ વાસની છાલનો ઉકાળો ચડો કરી મધની સાથે આપવો એટલે રક્તથી થએલો દાહ દૂર થાય છે પારો, ગધક, કપુર, જટામાસી, નાગર મોથ એ સર્વ એક ઠેકાણે ખલ કરી તેની ગોળી મોમા રાખવી

ચદનાદિ ચુર્ણ—અગરઉંચુ ૧ તોલો, તગર ૧ તોલો, વંશલોચન ૧ તોલો પોળીમુખ ૧ તોલો, વાળો ૧ તોલો, સાકર ૧ તોલો એનુ ચુર્ણ કરી દુધમા આપવું રતાજળી પૈસાભાર ચોખાના ધોવણમા સાકરના સાથે ખાવી કથીરો, વાળો, ગુલાબના ફુલ, સાકર એનુ ચુરણ ચોખાના ધોવણમા કીંવા દુધમા મેળવી આપવું ગળોનુ સત્વ, જીરૂ તથા સાકરમા આપવું

---

## અપસ્માર.

અપસ્માર [ વાઇ અથવા ફેફરૂ ]—એ ઉપર આકકલગરાનુ અથવા વજનુ ચુરણ મધમા આપવુ તે ઉપર પથ્ય દુધભાત, નાગરમોથનુ ચુરણ એકવર્ષ

ગાયના દૂધમાં આપવું કોહોળાના ગરભમાં જેઠીમધ ઘસી ત્રણ દિવસ આપવું. તથા ઉન્માદરોગઉપર પેહેલુ જે ઓસડ કહેલું છે તે પણ આપવું. ધોળા કાંદાનો રસ નાકમાં નીચો પવો. અઠાથા છાણાની રાખ આકડાના દૂધમાં પલાળી સુકવવી, તેનો નાસ લેવો. એપર રીંગણીનાં ઓષડા યોગ્ય કહેલાં છે.

---

## ઉન્માદ.

*ઊન્માદરોગની સંપ્રાપ્તી—ભય, ભ્રમ, શોક, કામ, ઘણો અભિમાન, દ્રવ્યમદ, વિદ્યામદ,વધારે રૂપનો મદ, વાયડું ભોજન, દેવ, ગુરૂ, તપસી એઓની બે અદબી તથાછલ કરવો તથા વાયુ વગેરે દોષોને કોપ પમાડનારા એવા પદાર્થોનું ઘણું ભક્ષણ એ કારણોથી વાયુ વગેરે દોષનો વધારો થઈ પોતાનો હમેશાનો માર્ગ છોડી બીજામાર્ગે એટલે મનોવાહીની નાડીમાં પેસી ચીત્તને ભ્રમ કરી તબીયતને ફેરવી નાંખે છે.

ઊન્માદ રોગનું સામાન્ય સ્વરૂપ તથા લક્ષણ—કારણ વીના હસવું, ગાવુ, નાચવું, પ્રીતિ કરવી, નીર્લજ્જપણું, બુદ્ધિને ભ્રમ, રોવું, એકાંતમાં છાની વાતકહી છતાં બાહેર પ્રગટ કરવી, ભ્રમ ઇત્યાદી લક્ષણો ઊન્માદ રોગનાં જાણવાં એ રોગના ઘણા ભેદ કહેલા પ્રમાણે સર્વ ઊપર ઓષડાના ઉપાયો નીચે કહેલા પ્રમાણે સર્વ ઉપર એક સરખાજ છે.

ઉન્માદ રોગ ઉપર—ત્રિકટુ, હીંગ, સીંધાલોણ, વજ, કડુ, સરશવ નાંખી, કરંજબીજ, ધોળી રાઈ એ સર્વ ઓષડા ગોમુત્રમાં વાટી તેની થેપલીઓ કરવી તે થેપલી ઘસી અંજન કર્યું હોય તો ચોથી ઓતાવ, ઊન્માદ, વાઈ એ રોગ દુર થાય છે. ધંતુરાનાં ચાર અથવા પાંચ બીજ ઘીમાં આપવાં. નવસાગરને કળી ચુને, એ ખડો કરી સીસીમાં ભરી તે સુંઘવા આપવું. જુની ઘરાખનો આસવ પીવા આપવો. આંખોની આગળવું ગળી ચીરવી તેના છાંટા આંખોમાં સારી રીતે પેશી ઝણઝણાટી આવે એવુ કરવું.

---

## છાતીનો રોગ.

છાતીરોગં [ ઉરોગ્રહને હ્રદરોગ ] કારણ—ઘણું ઉનુ, ઘણું ભારે,

---

* ઘેલછા.

ખાટું, તીખું, કડવું એનું અતિસેવન, મહેનત, લાકડી વગેરેના જખમો, જમવા ઉપર જમવું મળી ચીંતા, ઇત્યાદી કારણોથી છાતીના રોગો ઉત્પન્ન થાય છે છાતી તાણી લીધા જેવી લાગે છે, તે છાતીરોગ ( ઉરોગ્રહ ), હૃદરોગ પણ તે વોજ્બને ઉરોગ્રહનો ભેદ છે વાયુ વગેરે કોપ પામી રસ ધાતુને દૂષિત કરી છાતીમા જઇ છાતીને પીડા કરે છે એ રોગ થવા આજ છારોડીમા રક્ત, ખાસ, મુખારાની ગાઠ તથા કાલ ના ઉપર જમવું પડખે રોગ થાય છે તે, એવા રોગોની ખરાબ વૃદ્ધિ થવા લાગે છે, તથા છાતીમા સોપોથી સોકવા જેવી વેદના થાય છે, તરસ તથા કફણો, શોષ, આઓડકાર, અંગ ભારે, મોઢામાથી લાલ ફૂટવી ઇત્યાદી લક્ષણો થાય છે

છાતીના રોગ ઉપર—જવખાર, અજમો, શીંધાલોણ, અમલવેતસ, હરડે, વજ, હીંગ એનું ચુરણ ઉના પાણીમા આપવું એથી છાતીનો રોગ, ગાઠ, શુળ અગ્નિ મંદ એ રોગ દૂર થાય છે કપીલો ૧ ભાગ, નસોતર ૧ ભાગ, થોરનું દૂધ ૨ ભાગ, આમળાનો રસ ૪ ભાગ, તથા ઘી ૪ ભાગ, મધ ૪ ભાગ, દૂધ ૧ ભાગ શીંધાલોણ ૧ ભાગ, એ ભેગા કરી અગ્નિ ઉપર પકાવવા અને ઘી રહે તે આપવું એથી છાતીનો રોગ વાય, શુળ, પ્લીહા, જ્લોદર, ઠબો એ રોગ દૂર થાય છે બીજોરાનો રસ પીપરનું ચુરણ તથામા ખણ નાખી આપવો, એથી શુળ, ક્ષય છાતીનો રોગ એ દૂર થાય છે બોરસલીના ફૂલનો હાર નાખવો. ફૂલો સુંગવા અને અતરછાલનો ઉકાળો આપવો.

---

## પાણવી અથવા પથરી.

પથરીનું કારણ તથા લક્ષણ—વાયડ ખાવાથી તથા મુત્રને રોકવાથી કેસી જ કારણથી વાયુ કુપીત થઇ પેડુમાં પેસી મુત્ર, શુક્ર, કફ, પીત્ત, એઓને શોષી પેડુના શોક મુખના વિષે ક્રમે કરી પથરાની ભાજીઓ જેવી ગાઠ કરે છે તેના વિષે પેડુને આફરો તથા ઉંચા નીચા ભાગના વિષે પીડા તથા મુત્ર તારાપર અને વૃષ્ણ પેડુ કટિ, વૃષણ એમા શુળ, તથા મુતરવા વખતે પીડા અને કસરથી મુત્ર પડે છે

શુક્રાશ્મરીની લક્ષણ—શુક્રધાતુના વેગને મૈથુન ન મળવાથી, અથવા મૈથુનના વખતે વીર્ય પડવાની ગતીનો રોધ કરવાથી, તે શુક્રધાતુ પોતાની કોથલીમાથી બહાર થઇ, કટિ તથા વૃષણના વચ્ચે આવી જતા ત્યાંનો વાયુ કુપિત થઇ શુક્ર ધાતુનું શોષણ કરી ગાઠ કરે છે, તે રોગનું નામ શુક્રાશ્મરી એ રોગ મોટાને પણ થાય છે

પથરાનું અસાધ્ય લક્ષણ—દુટી તથા વૃષણને સોજો તથા પીડા અને મુત્ર બંધ એ ચીન્હો થયા હોય તો અસાધ્ય રોગ જાણવો.

પથરી ઊપર ઊપાય—અકોલીનુ મુળ, ગોખરૂ, તળસીનું મુળ, પાષાણ ભેદ, એરંડમુળ, પીપર, જઠીમધ, કડવા ઇંદ્રાવણાનું મુળ, નગોડનું મુળ, સુંઠ, એનો ઉકાળો સાત દીવસ આપવો એટલે પથરી ઝરીને પડે છે. ગાડરના દુધમાં મધ તથા ગોખરૂનું ચુર્ણ નાંખી આપવું. વાયવર્ણની, છાલ ત્રિફળા, ગોખરૂ, સુંઠ એનો ઊકાળો કરી તેમાં જવખાર તથા ગોળ નાંખી આપવો. પાષાણભેદના ઉકાળામાં સીલાજીત અથવા સુરોખાર તથા સાકર નાંખી આપવો.ડાંગરના છાલાં પલાળી તે પાણીમાં હળદર તથા ગોળ નાંખી આપવો. ચંદ્રપ્રભાવટી આપવી. દાભડો, કાશડો, ગોખરૂ, હરડેદલ, આમળાં, પાષાણભેદ, ધમાસો એનું ચુર્ણ મધ ઘાલી આપવુ. એલચી પાષાણભેદ, શીલાજીત, પીપર, ગોખરૂ એનુ ચુર્ણ ગોળની સાથે અથવા ચોખાના ધોવણની સાથે આપવુ. વેદના તથા બલતરા યુક્ત પથરી ઉપર પાષાણભેદ, હરડેદળ, ધમાસો, ગરમાળાનો ગોળ ગોખરૂ એનો ઉકાળો મધ તથા તાજુ ઘી નાંખી આપવો. અરડુસો, એલચી, જેઠીમધ, પાષાણભેદ, દારૂહળદર, કાવળી, નહાના ગોખરૂ એરંડાનુ મુળ એનો ઉકાળો પથરી, મુત્રકુચ્છ, મુત્રાઘાત એનો નાશ કરે છે. લોહચુંબકનો કકડો ચોખાના ધોવણમાં ઘસીને ત્રણ માસા આપવો એટલે પથરી ઓગળી પડશે.

---

## મુત્રકુચ્છ.

મુત્રકુચ્છનું કારણ—અતીશે ચાલવાની મહેનત, તીખા પદાર્થોનું ભક્ષણ, રૂખા પદાર્થો, દારૂ તથા ઘણી નિંદ્રા એનું શેવન, ઊતાવળું ચાલનારા વાહન ઉપર બેશી જવું તથા અજીર્ણ ઇત્યાદી કારણોથી મુત્ર કુચ્છ થાય છે. વાયુ વગેરે દોષ કોપ પામી મુત્ર રહેવાના ઠેકાણે પેઠા હોય તો મોટા કસ્ટથી મુત્ર પડે છે.

મુત્રકુચ્છ ઊપર—લકડીઓ પાષાણભેદ, ગરમાળાનો ગોળ, ધમાસો, હીમજ, ગોખરૂ, એનુ ચુર્ણ મધમાં આપવુ. ગોમુત્રમાં પીવાનો દારૂ અથવા કેળના ગાભાનો રસ નાંખી આપવો ગાયના દુધના ગોળ નાખી જરા ગરમ કરી આપવુ અથવા ખાંડ નાંખી આપવું.

શુક્રાશ્મરી ઊપર—પાષાણભેદનો ઉકાળો આપવો. મુળાના પાનના રસમાં સોરો નાંખી આપવો તથા ચંદ્રપ્રભાવટી આપવી. તલસરાની રાખ પાણીમાં આપવી. કાકડીનાં બીજ, હજરત બોર એનો ભુકો ચોખાના ધોવણમાં આપવો. સાગનુ બીજ પાણીમાં ઘસી આપવું.

---

## મુત્રાઘાત.

મુત્રાઘાતનુ સ્વરૂપ—પીડા થોડી છતાંજ મુત્ર ઘણુ રોકાયે છે તે મુત્રાઘાત અને મુત્રકૃછ્મા પીડા ઘણી અને મુત્રનો અવરોધ થોડો બીજા સર્વ પ્રકાર એકસર ખાજ છે

મુત્રાઘાત ઉપર—ગાયનુ દૂધ ૫ સેર, મધ ૧ તોલો તળ નાખોળની રાખ ૧ તોલો, એ એકઠા કરી આપ્યા હોય તો મુત્રાઘાત, દાહ એ રોગ દૂર થાય છે ગોખરૂનો ઊકાળો સીલાજીત તથા ગુગળ નાખી આપવો ધાણા, ગોખરૂ એનો ઉકાળો ઘી નાખી આપવો. ચંદ્રપ્રભાવટી આપવી

---

## ભસ્મક રોગ.

ભસ્મક રોગ—ગાજો, હીંગ, રાઈ, ગંધક ઇત્યાદી અતી તીક્ષણ પદાર્થ તથા તામ્રભસ્મનુ અતીશે સેવન તથા કાગડાનુ માસ, બતકનુ માસ ભક્ષણ કરવાથી પિત્ત ઘણુ કોપ પામે છે તેથી તીક્ષ્ણાગ્નિ* થાય છે તે માટે તેણુ ખાધુ હોય તો એ તેહેની શાતી ન થતા હંમેશા પ્રદીપ્ત હોય છે તેજ ભસ્મકરોગ વાયુ, પિત્ત, કફ એકમેકથી વૃદ્ધ અતીવૃદ્ધ તથા તીક્ષણ થયા છતા એ રોગ થાય છે એને તીક્ષ્ણાગ્નિ પણ કહે છે

ભસ્મક રોગનુ લક્ષણ—તરસ, બળતરા, મુર્છા, દુબળાપણુ, થોડુ ખાધાથી જરા શાંતી તથા ફરીથી ભુખ એ સર્વ લક્ષણો થયા હોય તો મરણ કષ્ટ જાણવુ

ભસ્મકરોગ ઉપર—વારવાર ખીર ખાવી, ભેસના દૂધમા કેળા તથા સાકર નાખી તે વારવાર ખાવુ ખેરટીની અંતરછાલ ઠંડા પાણીમા વાટીને આપવી. ભોંયકોળાનો રસ દૂધ તથા ઘી નાખી આપવો. ખારે તથા ચીકણુ તથા ટાઢું એવુ અન્ન ભક્ષણ કરવુ પીત્તને નાશ કરનારો એવો વૈદ્ય આપવો. દૂધમા ખેરટીનુ આપવુ ઘીમા એરંડીનુ આપવુ ભેસનુ દધ, દહીં તથા ઘી ખાવુ ઘીના પદાર્થો ભક્ષણ કરવા ઘી કેળા ખાવા, દિવસે નીદ્રા કરવી ચોખા, ઘોળા કમળો અથવા કમળકાકડી બકરીના અથવા ભેંસના દૂધમા રાંધી ખાવુ કેળના ગર્ભના મોભાનુ પાણી કાઢી પીતા જવુ ઊંબરાના મુળોનુ પાણી એમ તાડી

---

* મંદાગ્નિ, વીષમાગ્નિ, તીક્ષ્ણાગ્નિ, અને સમાગ્નિ, એવા જઠરાગ્નિના પ્રકાર ચારને કહેલા છે. તેમાં સમાગ્નિ વીના બીજા અગ્નિ ઘણી અનેક રોગ થાય છે તે ત્યાંના વિસ્તાર ત્યા લખેલો છે તેમાં અતીતીક્ષ્ણ અગ્નિ ભસ્મક રોગને ઉત્પન્ન કરનારો છે

કાઢે છે તે પ્રમાણે કાઢી તે પીતા જવું. તે ઉપર બીજું પાણી આપવું નહીં એ પ્રમાણે સાત દિવસ કર્યું હોય તો ભસ્મકરોગ નાશ થાય છે.

---

## કંઠમાળ.

કંઠમાળ ઉપર ઉપાય—કાંચનની છાલનો ઉકાળો કરી તેમાં સુંઠનો ભુકો નાંખીને આપવો. ધોળી ગોકરણીનુ મુળ, ઈંદ્રિપારૂણીનું મુળ, વજ, દેવદાર, સરગવાનું મુળ, એ ગોમુત્રમાં ઘસી લેપ કરવો. કડવી તુબડીનો રસ તથા સરશીયું એખઠુ કરી અગ્નિ ઊપર પકાવી તેનો રસ બળી જાય એટલે તે તેલ લગાડવું. વાએ વર્ણના ઉકાળામાં મધ નાંખી આપવો. ચુનો, ગોળ, બાંવા એખટા કરી લેપ કરવો એટલે ગાલ ઉપરનો સોજો ઉતરે છે. હરતાળ, ગોમુત્રમા ઘસી લેપ કરવો. છણુ દરીનું તેલ કરી લગાડવુ.

અપચો, અરબુદ, તથા ગાઠ એ ઊપર—વ્રણની ચીકીત્સા કરવી, એટલે વ્રણ ઊપર જે ઉપાય કહેલા છે તે કરવા.

---

## અંતરગળ.

અંતરગળનું કારણ તથા લક્ષણ—વાયુને કોપ કરનારો આહાર તથા ચાલવાની ઘણી મેહનત, પાણીમાં ઘણી વાર રહેવું મુત્ર વગેરેના વેગનો રોધ કરવો, તથા ન પ્રાપ્ત થનારો વેગ ઓસડોથી ચાલુ કરવો તથા અંગ ઉપર ઘણો ભાર લેવો. લાંબો પ થ કરવો, તથા ચડ ઉતર કરવી. વરમી જગ્યા નીરગને પીઠા કરવી, જોરવાળા માણસની સાથે કુસ્તી કરવી. ખાડામા ઊચો નીચો પગ પડવો, ઇત્યાદી કારણોથી વાયુ કોપ પામી આંતરડાંમા પેસે છે. પછી ઉપેક્ષા કરી હોય તો હેઠે વેહેનારો થઇ વૃષણના સાંધાની રાહે વૃષણમાં પ્રવેશ કરે છે. તથા વૃષણ વાહી ધમનીને દુષિત કરી વૃષણમાંહેની ગોળીઓ તથા કોષની વૃદ્ધી કરે છે. તેહને વૃદ્ધી અંડવૃદ્ધી, અ તરવૃદ્ધી, અંતરગળ, કેહે છે. બ દરકાંઠા ઉપરનાં ઘણી સાકડી વસ્તીનાં શેહેરો જેમાં દુર્ગંધી ઘણી તથા માંસમાંછલાંની દુર્ગંધીથી પાણી તથા હવા છેક ખરાબ થએલાં, તેવા શેહેરમાં વધારેવાસો થવાથી તે પાણીથી પણ આ રોગ લાગુ થાય છે. ઘણું કરી એવા શેહેરોમાં આ રોગ ઘણા એક લોકોને હોય છે.

અંતરગળ ઉપર—દૂધમાં અરડીયુ નાંખી આપવું, રાસ્ના ૨ ભાગ જેઠીમધ ૨ ભાગ, ગળો ૨ ભાગ, એરંડાનુ મુળ લીલુ ૪ ભાગ, ચીકણાનુ મુળ ૨ ભાગ, ગોખરૂ ૨ ભાગ એનો ઉકાળો એરંડીયુ નાંખી આપવો. અથવા એકલોજ

ઉકાળો આપવો. વૃષણ ઉપર એરંડીયુ નીત્ય લગાડવુ નારાયણ તેલ ચોળવુ જવ, તલ, સારોડીનુ મુળ એ ઓસડો ઝીણા વાટી એરંડાના પાનને લગાડી તે પાન વૃષણ ઉપર બાંધવુ એરંડી આમા હરડેનુ ચુર્ણ આપવુ તીલવણીના રસ મધુના ઉકાળામા આપવો હરડે, સુઠ તથા એરંડીયુ એકઠુ કરી આપવુ તમાખુના પાને સીધા રસ લગાડી બાંધવુ નવોજ રોગ થયો હોય તો હેઠે માથુ ઉપર પગ કરી ઉંધુ રેહેવું પગના અંગુઠા દુખવા લાગે ત્યાહા સુધી બાંધવા. એ રોગ ઉત્પન્ન થતા વેંતજ જે બાજુનીરગ ફુલાઈ હોય તે ઉપર ચુલાચુ નાખવુ તે ઉપર તાજા કળી ચુનાનું ટીપુ આપવુ એટલે સકોચાઈ વૃષણ ઓસરશે કાગચાના ટળીઆ ઝીણા કરી એરંડીઆમા મેળવી તમાખુના પાન ઉપર લગાડી તે પાન રાતે બાંધવુ ચુનો અને ઉંચી ળીકણી એક ઠેકાણે પાણી ને તમાખુના પાનને ચોપડી વૃષણ ઉપર બાંધવુ, એટલે સવ અંગમા ન્યાથી ઉલટી થાય છે પણીજ ઉલટીઓ થવા લાગે તો છાંડે નાખવુ એટલે એક બે દીવસમા વૃષણ બેસે છે બીજેરાનો ગરભ કાઢી પાણીમા ઉકાળાવો, તે પાણીની બાફ વૃષણને આપવી, પછી તે ગરભ વડે સેહેતુ સેહેતુ સેકવુ, પછી ઉંચી ઝાસડી લઈ ફલાલીનના કપડા ઊપર ચાળીસી છાંટી, તે વૃષણ ઊપર ચાળીસી છાંટી, તે વૃષણ ઊપર બાંધવુ ટરપેન્ટાઇન તેલમા કપડુપલાળી ઊપર બાંધવુ ગરમ પાણીની ધાર વૃષણ ઉપર કરવી તથા હમેશા શેકતા જાવુ એવા અનેક ઓસડો તથા ઊપાયો છે, પણ તેમાથી અનુભવવાળા ઉપાયો અહી લખેલા છે

---

## વીદ્રધી.

વીદ્રધીના લક્ષણો—વાયુ વગેરે રાધ કોપ પામી ત્વચા, માંસ, લોહી મેદ એઓને દુષિત કરી હાડ સુધી જઈ પુગેછે, તથા જેના મુળો ઘણા અંદર હોય છે તથા જે ઉત્પન્ન થયો ત્યાથી વેદના યુક્ત હોઇ ઝાળ અથવા લાગી એવી જે આઠ રૂપે કરી સોજાને ઉત્પન્ન કરે છે, તેને વીદ્રધી કેહે છે એમાં સંનિપાત વીદ્રધી ઘણુ કરી અસાધ્ય જે અંતરમુખ તે પણ અસાધ્ય

વીદ્રધી ઊપર—પ્રથમ રેચ આપવો તથા લોહી કઢાવવુ વડ, ઊંબરો, પીપળો, પીપર, વેતસ એઓની છાલ, સરગવાની છાલના ઉકાળામા ઘસી ગરમ કરી લેપ કરવો એરંડીઆનુ મુળ વાટી તેલમા અથવા ઘીમા મેળવી ઊનુ કરી લેપ કરવો. જવ, ગહુ, મગ એનો લોટ પાણીમાં મસાળી ગરમ કરી બાંધવો ત્રિફળાના ઉકાળામા નસોત્તર આપવુ ગહુના આટાની અથવા મગના આટાની પોટીસ બાંધવી

અંતરમુખ વીદ્રધી ઉપર—સારોડીનુ મુળ, તથા વાયવર્ણાની છાલ અને

ઉકાળો આપવો. સરગવાના લીલા ગુંદમા સીધાલુણ તથા હીંગ નાંખી આપવો. વીદ્રધી પકવવાને ચીકણાંના પાન વાટી તેમાં મીઠુ નાંખી તેપર બાંધવું. આટો હળદર, મીઠું એ દૂધમાં પકાવી સહન થાય એવુ બાંધવું. લીલુ, અંજીર છુંદી ઉપર બાંધવુ. મોરથુતુ તથા સાબુ ઘસી લેપ કરવો. ગુલબાસના પાંનને ઘી લગાડી ગરમ કરી એક ઉપર એક એવા થર આપવા. ગુમડુ પાકવાને પણ એજ ઊપાયો કરવા.

---

## શ્લીપદ.

શ્લીપદનું કારણ—જે દેશમાં હમેશાં જામેલુ પાણી હોય છે, તેજ સર્વ પીએ છે તથા સર્વ રૂતુમાં સરદી વાળી હવા હોય છે તે દેશમાં એ રોગ ઘણો હોય છે એ રોગને હાથીઆપગ પણ કહે છે.

શ્લીપદ ઉપર—પ્રથમ લોહી કાઢવું. ગોમુત્રમાં હળદર તથા ગોળ નાંખી આપવું. હરડે, એરંડીઆમાંતળી ચુર્ણ કરી ગોમુત્રમાં આપવી. પીપર, ત્રિફળા દેવદાર, સુંઠ, સાટોડી, વરધારો એનુ ચુર્ણ ૧ તોલા કાંજીમાં નાંખી આપવુ. ધંતુરો, એરંડમુળ, સાટોડી, નગોડ, સરગવાની છાલ. એ સર્વ ભેગાં વાટી લેપ કરવો. આકડાનુ મુળ, કાંજીમાં ઘસી લેપ કરલો.

ગાંઠનો રોગ—વાયુ વગેરે દોષ વડે માંશ તથા લોહી એ દુષિત થઈ. મેદ નીરગોને દુષિત કરી ગોળ તથા ઊંચો, અને ગાંઠ જેવે, એવા સોજાને ઊત્પન્ન કરે છે, તેને ગ્રંથીરોગ કહે છે. તે અનેક પ્રકારનો છે, એ ઉપર અરબુદમાં કહ્યા પ્રમાણે ઉપાયો કરવા.

અરબુદનું કારણ તથા લક્ષણ—શરીરના વિષે વાયુ વગેરે દોષ કોપ પામી લોહી તથા માંસને દુષિત કરી ગોળ તથા સ્થીર અને હળવે હળવે વેદના કરનારી તથા જેના મોંઢાં ઊંડાં ગયેલાં, તથા ઘણી મુદતથી પાકનારી તથા વૃદ્ધિગત થનારી એવી માંસની ગાંઠ ઉપડે છે, તેનુ નામ અરબુદ અરબુદ તથા રક્ત અરબુદ રોગ એમાં વધારે ભેદ નથી, એટલોજ તફાવત છે કે માંસ અરબુદ તથા રકત અરબુદ એ પ્રકાર ગ્રંથીરોગ માંનથી તથા એ બેઉ રોગ અને વીદ્રધી એમાં પણ ઘણો ભેદ નથી, તે માટે વીદ્રધી ઉપર જે ઉપાયો કહેલા છે તે યોજવા. તથા વ્રણ ચિકિત્સા એટલે વ્રણ ઉપર જે ચિકિત્સા કહેલી છે તે યોજવી.

---

## ઊદર.

ઉદરનુ કારણ તથા લક્ષણ—અગ્નિ મંદ તથા અજીર્ણ છતા ખાવુ, વાયડ ભક્ષણ, જમવા ઉપર જમવુ હાલચાલ ન કરવી, પાણી ઘણુ પીવુ, ઇત્યાદી કારણોથી વાયુ કોપ પામી પસીનાની તથા પાણીની ગતી કરનારી શેરઓ છે, તે બંધ પાડી પેટના વાયુ તથા અગ્નિ તથા અપાન વાયુ એ દુષિત થયા છતા પેટમા જે રોગને ઉત્પન્ન કરે છે, તેહને ઉદર કહે છે

ઉદરનુ કારણ તથા લક્ષણ—પેટ ફુલવુ, ચાલવાની શક્તિ નહીં, દુબળાપણું, અગ્નિ મંદ, સોજો, ગ્લાની, વાયુની સાથે ઝાડો થવો, બળતરા, તમર, પેટઉપરની રગો દેખાવી, પગ ઉપર સોજો, ઝાડો કબજ, ક્ષુધા નાશ ઇત્યાદી લક્ષણો જાણવા એ રોગ વાતોદર, કફોદર, પિત્તોદર, શનીપાતોદર, જલોદર, પ્લીહોદર, નાભોદર, કમ્ઠપોદર ઇત્યાદી અનેક પ્રકારના છે ઊદરના અસાધ્ય લક્ષણ. પેટ કઠણ છતા તેલ લગાડવાની પેઠે ચકચકાર તથા ઉપર લીલી રગો તરી રહેલીઓ, પગો તથા આંખો ઉપર સોજો, અનાજનો તીરસ્કાર, શોષ, ઇંદ્રીને વાકાપણુ એવુ થયુ હોય તો અસાધ્ય જાણવો અને રેચ આપ્યો છતા વારવાર પેટ ભરાઇ આવે છે તે પણ અસાધ્ય

ઉદર ઊપર ઉપાયો—પ્રથમ વમનને રેચન આપવુ, ખાટ તથા મીઠુ સરખે ભાગે લેઈ ઘણુ ઝીણુ વાટી ગોમુત્રમા નાખી સવાર તથા સાંજે પીતા જવું નસોતર ૪ ભાગ, થોરનુ દૂધ ૪ ભાગ તથા ઘી ૪ ભાગ, પાણી ૮ ભાગ એને એકત્ર કરી ઉકાળવા દૂધ તથા પાણી બળી જાય એટલે ઊતારી મુકવુ અને શક્તીપ્રમાણે આપવુ

પ્લીહોદર ઊપર—સરગવાની છાલનો ઉકાળો કરી તેમા પીપર તથા મરીનો ભુકો નાખી આપવો બીલામા ૩ ભાર, દરૂ ૩ ભાર, શાહાજીરૂ ૧ ભાર, વાવડીંગ ૩ ભાર એ ગોળમા ખાંડી તેની સાત ભાગીઓ કરી સાત દીવસ આપવી.

ઉદરારી રસ—પારો ૧ ભાગ, ગોરધુત ૧ ભાગ ને વાળાનુ બી ૨ ભાગ, એ આપરો ગરમાળાના ગોળમા તથા થોરના દૂધમા એક એક દિવસ ખલ કરી તની માસા ભારની એક એક ગોળી કરવી તે રોજ એક ગોળી આપવી તે ઉપર પથ્ય વુની આમલીની મધુર કરીને ભાત, અથવા ગાયના દૂધનુ મધુર કરીને ભાત

જલોદરારી રસ—પીપર ૧ ભાગ, મરી૧ ભાગ, તામ્રભસ્મ ૧ ભાગ કાચળા ધતુરાના મુળનુ ચુર્ણ ૧ ભાગ નેપાળાના બીજ ૪ ભાગ એનો થોરના દૂધમા એક દિવસ ખલ કરી પાણીની સાથે ૪ વાલ પ્રમાણે આપવુ

ક્ષુધાભેદી રસ—સુંઠ ૧ ભાગ, મરી ૧ ભાગ, પીપર ૧ ભાગ, પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, ટંકણખાર ૧ ભાગ નેપાળાનાં બી ૩ ભાગ એ એકઠાં કુટી થંડા પાણીની સાથે એક વાલ અથવા બે વાલ આપવું. ઉપર જેટલા પાણીના ઘુંટડાલેશે તેટલા જુલાબ થસે, પછી છાશને ભાત ખાવો. વાવડીંગ સાજીખાર, હરડે એ સરખા ભાગ તથા એ ત્રણેના એક ઔંસના ચોથા ભાગ જેટલું થોરનું દૂધ એ એકઠાં ખલ કરી ગરમ પાણીની સાથે આપવું. વાવડીંગ તથા હરડેના ઉકાળામાં બે માસા ગુગળ નાંખી આપવો. કડવું ઇંદ્રાવાણું ભેંસના મુત્રમાં પકાવી તે આપવું, તથા તે મુત્ર તેના ઉપર પાવું. કુમારીઆસવમાં વજરક્ષાર તથા ઘાસ ચોળીની માત્રા નાંખી આપવું. અજમો, અજમોદ, દીવેચી અજમો, ખુરાસની અજમો, સુંઠ, મરી, પીપર, એનું ચુર્ણ કરી કડવા ઇંદ્રાવણાના રસમાં ગોળ નાંખી ચાટણ કરવું. અને તે દરરોજ એક એક તોલો ખાવું.

---

## ગુલ્મરોગ.

ગુલ્મનું કારણ તથા લક્ષણ—વાયડું ભોજન, અગ્નિ પ્રદીપ્ત ન છતાં ભારે પદાર્થોનું ભક્ષણ, હાલચાલ ન કરવી, વરસમાં એક બે વખત પણ જુલાબ ન લેવો, ઇત્યાદી કારણોથી વાયુ વગેરે દોષ કોપ પામી પેટમાં બે પડખે, છાતીમાં દુંટીના ઠેકાણે પેડુમાં ગાંઠ ઉત્પન્ન કરે છે. તે ગાંઠો આંબાની ગોટલી જેવડી અથવા નહાની તથા હાલનારી અથવા ન હાલનારી એવી થાય છે. કોઇ કોઇ વખત મોટી હોય તે નહાની થઇ ફરી વધારે મોટી થાય છે. એ ગુલ્મરોગ વાતગુલ્મ પીત્તગુલ્મ, કફગુલ્મ ઈત્યાદી ભેદે કરી અનેક પ્રકારના છે

ગુલ્મનું પુર્વરૂપ—ઘણા ઓડકાર, ઝાડો કબજ, અનાજ ઉપર રૂચી નહીં, આતરડાં કરકર બોલવાં, બળતર, પેટ ફુલવું, અગ્નિ મંદ એ ગુલ્મરોગનું પુર્વરૂપ જાણવું.

રક્તગુલ્મનું લક્ષણ—સ્ત્રી તરતની સુવાવડી છતાં અથવા કમવાવડ થઇ હોય તો તથા રૂતુ વખતે વાયડા પદાર્થો ખાવાથી વાયુ કોપ પામી તેમાં ગર્ભ રેહેવાના ઠેકાણે લોહીનો જમાવ કરી શુળયુક્ત તથા બળતરાયુક્ત એવો ગુલ્મ તે ઉત્પન્ન કરે છે, તે ગુલ્મનાં વિશેસ લક્ષણો. એ ગુલ્મ ઘણા દિવસથી થયો છતાં તેને અવયવો ન છતાં, ગર્ભની પેઠે થડકા મારે છે. તથા શુળ કરે છે. અને રૂતુ બંદ, સ્તનની અણીઓ કાળીયો થાય છે, તથા એ રોગ ગર્ભના ઠેકાણે થાય છે, તેથી બીજાં પણ ગર્ભની પેઠે ચીન્હો થાય છે, એ રોગ સ્ત્રીઓનેજ થાય છે, એ રોગની ચિકિત્સા દશ મહિના પછી કરવી.

ગુલ્મનું અસાધ્ય લક્ષણ—જે ગુલ્મ ઘણા દિવસ રહેવાથી ઉદર તથા

રશોને વ્યાપી કાચબાની પેઠે ઊંચાશ થાય છે તે અસાધ્ય તથા અરૂચી અશકતપણુ છાતી દુખવી ઉદ્ધસ તાવ, સ્વાસ, ઉલટી, તરસ, મેન, અતીસાર, સળેખમ, તથા ડુટી, હાત, પગ એ ઉપર સોજો આવે છે તે ગુલ્મ અસાધ્ય જાણવો.

ગુલ્મ તથા વાત ગુલ્મ ઉપર—સાજીખાર, કોલીંજન, કેતકીનો ક્ષાર એ એકત્રકરી તેલમા આપવા.

પીત્તગુલ્મ ઉપર—નસોત્તર તથા ત્રિફળાનો ઉકાળો આપવો. રેણુકબીજ મધમા આપવુ. ધરાખ તથા હરડેનો ઊકાળો ગોળ નાખી આપવો ત્રિફળાદ ચુર્ણ સાકરમા આપવુ, તે ઊપર ઊનુ પાણી પાવુ

કફગુલ્મ ઉપર—પંચમુળનો ઉકાળો આપવો. જુની વારૂણી દારૂ આપવી.

ત્રિદોષ ગુલ્મ ઉપર—વાયવર્ણાનો ઉકાળો આપવો. પારો ૧ ભાગ, પીંપર ૪ ભાગ, ગંધક ૪ ભાગ, હરડે ૪ ભાગ, એનો ખલ કરી બરમાળાના મેળમા તથા થોરના દુધમા ફરી ખલ કરી અડદ પ્રમાણે ગોળીયો કરી મુકવી

એને ગુલ્મારી રસ કહે છે—તે એક ગોળી મધમા આપવી પથ્ય દહીં ભાત. શંખદ્રાવ એક અથવા બે વાલ સુંઠના ચુર્ણમા અથવા હરડેનું ચુર્ણ તથા દ્રાક્ષાસવ એ એકત્ર કરી તેમા આપવો.

રક્તગુલ્મ ઉપર—તલના ઉકાળામા ત્રિકટુ, હીંગ, ભારંગનુ મુળ મેળ ચુર્ણ નાખી આપવો. એથી રક્તગુલ્મ રોગ નાશ પામે છે તથા ઋતુ આવવો બંધ થયો હોય તો તે પણ આવે છે ત્રિફળાના ઉકાળામા એક માસો જુમળ નાખી આપવો. અરીઠાના પાણીમા કડવા ઈંદ્રવર્ણાનુ મુળ ઘસીને આપવુ કીંવા ઈંદ્ર વારૂણીનુ લીલુ મુળ યોનીમા મુકવું એ ઓષધો કર્યા હોય તો રક્તગુલ્મ ગળીને પડી જાય છે ડુટીપાસે જળો લગાડવી એટલે ગુલ્મ ગળી પડે છે, પછી મદા ઉપાયો કરવા.

---

## શુળ.

શુળરોગનુ કારણ તથા સ્વરૂપ—વાતશુળ વાયુને ક્ષોભ પમાડનારા જે લુખા વગેરે પદાર્થો ઠંડું, કાચુ કોવાઈ ગયેલું અનાજ, લુખુ માસ, લુખા શાખ તથા મસુર, વાલ, ઈત્યાદી પદાર્થોનુ ભક્ષણ તથા ઘણુ ઘડ પાણી પીવુ, જમ્યા પછી તરતજ જમવું ઘણી હાલચાલ, અતી મૈથુન, ઘણો ઉજાગરો, મળમુત્ર, વાયુ એના વેગ રોધવા, અતીશોક, ઘણુ હસવુ ઈત્યાદી કારણેથી વાયુ કોપ પામી તે છાતી, પીઠ, કેડ, પેડુ એમા પેસી શુળને ઉત્પન્ન કરે છે, એ સાંજની વખતે તથા શીઆળામાં અને વરશામા તથા પવનના સપાટાથી વધારે ઉપદ્રવ

કરે છે. પીત્તશુળ, પીત્તને ક્ષોભ કરનારા તીખા તથા ઉના વગેરે પદાર્થોનું અતિઘ સેવન કરવાથી પીત્તનો ક્ષોભ થઇ તેથકી દુંટીના વિષે તથા સાંધામાં શુળ ઉત્પન્ન થાય છે. તથા તે મોહ, શોષ, બળતરા, પરસેવો, ભ્રમ એને ઉત્પન્ન કરે છે. તથા એ અર્ધ રાત્રે, બપોરે તથા શરદઋતુમાં વધારે પીડા કરે છે, તથા પીત્તને શમવાના પદાર્થો સેવન કરવાથી તે નાશ પામે છે.

કફશુળ—કફનો પ્રકોપ કરનારા એવા મધુર પદાર્થોનું ઘણું સેવન કરવાથી કફનો ક્ષોભ થઈ તેથકી આમાંશ શુળ થાય છે. તેશુળથી લાળ, ઊદ્રસ, અરૂચી, ઝાડો કબજ ઇત્યાદી ઊપદ્રવ થાય છે, તથા એ શુળ સવારમાં તથા શિશિર ઋતુમાં ઘણી પીડા આપે છે, એજ પ્રમાણે બે દોષથી ઉત્પન્ન થયેલા શુળમાં ત્રણેના લક્ષણો થાય છે.

આમશુળ—એ શુળ આમાંશથકી થાય છે, તથા આમાંશ અગ્નિ મંદથી થાય છે, તેને અગ્નિ પ્રદીપક તથા આમાંશ નાશક ઓષડો આપવાં.

શુળઊપર—ઘોડાની લાદ પાણીમાં ચોળી ગાળી તેમાં હીંગ નાંખી આપવી. કળથીનો ઉકાળો સુંઠ, હીંગ, વડાગરૂં મીઠું એનું ચુર્ણ નાંખી આપવો સુઠ, વજ, હીંગ, મરી, શાહાજીરૂ, વચ્છનાગ, ચીત્રકમુળ એનુ ચુર્ણ કરી ભાંગરાના રસમાં ચણા જેવડી ગોળીઓ કરી એક એક ગોળી આપવી.

શંખવટી—આંમલીના ફોતરાની રાખ ૪ ભાગ, પંચલવણ ૫ ભાગ, શંખભસ્મ ૮ ભાગ, હીંગ ૧ ભાગ. મરી ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, પીપર ૧ ભાગ, પારો ના ભાગ, ગંધક ના ભાગ, એ સર્વ ઓષડાનુ ચુર્ણ લીંબુના રસમાં ખલ કરી બોરના ઠળીઆ જેવડી ગોળીઓ કરી એક એક ગોળી આપવી. એટલે શુળ, સંગ્રહણી, અજીર્ણ, અરૂચી, પકતીશુળ, ક્ષય એ રોગ દૂર થાય છે. સીઠળ કાંજીમાં ઘસી દુંટી ઉપર લેપ કરવો.સુઠ તથા એરંડમુળ એનો ઊકાળો સંચળ, નાંખી આપવો. આમળાનું ચુર્ણ મધમાં આપવું. હરડેનું ચુર્ણ ગોળ તથા ઘીમાં આપવું. મહુર ગોમુત્રમાં પકાવી તેમાં ત્રિફલાનું ચુર્ણ નાંખી મધ તથા ઘીમાં આપવુ. ધરાખ તથા અરડુસાનો ઊકાળો આપવો. ઘોડાની લાદ તથા હીંગ એનો અર્ક કાઢી આપવો. પારો ૧ ભાગ, ગંધક, ૧ ભાગ, વચ્છનાગ ૧ ભાગ, કોડીની ભસ્મ ૧ ભાગ, સીંધાલોણ ૧ ભાગ, પીપર ૧ ભાગ, સુઠ ૧ ભાગ એ સર્વનો નાગરવેલના રસમાં ખલ કરી બે ચણોઠી જેવડી ગોળીઓ કરવી તે એક એક ગોળી આપવી. લોકના થરસનીમાત્રા અનુપાનના સાથે આપવી. હરણનું સીંગડુ બાળી તે ભસ્મ ઘીમાં આપવું.

પરિણામ શુળ—અનાજનો પાક થતો છતાં જે શુળ થાય છે તે અન્નથી

ઊત્પન્ન થયેલુ શુળ હમેશા એટલે અનાજ પાચન થયા પેહેલા તથા પછી તથા પથ્ય લીધા પછી પણ શાંતી પામતુ નથી નિદ્રા આવે એટલે રેહે છે

જ્વરપીત્ત શુળ—તે અમ્લપીત્તથકી થાય છે અમ્લપીત્તનો નાશ થાય તો તે શુળ પણ બેસે છે, તેથી અમ્લપીત્ત મટવાના ઓષધો લેવા

*પરીણામ શુળ ઊપર—સુંઠ, તલ, ગોળ એકઠા ખાંડી આવના દુધમા પકાવી આપવા શંખભસ્મ ગરમ પાણીમા આપવી. ઇંદ્રજવની ફાકી ગરમ પાણીમા આપવી અથવા આમલીની છાલની ભસ્મ ગરમ પાણીમા આપવી હીંગ, સીંધાલોણ એનુ ચુર્ણ મધ તથા ઘીમા આપવુ ટંકણખાર હરણના શીંગડાનુ ચુર્ણ સોના તથા તાંબાની ભસ્મ એ આદાના રસમા ખલી પછી શરાવમા નાંખી કપડમટી કરી ગજપુટ આપવો. પછી મટી ખલ કરવો તેમાથી એક અથવા બે ચણોઠીભાર ભસ્મ ઘી તથા મધમા આપવુ

ઉદાવર્તનુ કારણ તથા લક્ષણ—ભુખ, તરસ, નિદ્રા, સ્વાસ, ઉલટી, છીંક, બગાસુ, ઓડકાર, શુક્રપાત, મળ, મુત્ર, અધોવાયુ એ દરેકને પ્રાપ્ત થયેલો જે વેગ તેનો રોધ કર્યો હોય તો વાયુ ઊર્ધ્વગતી થઈ ઘણી પ્રકારની પીડા કરે છે, તે ઉદાવર્ત વાયુ તેમા મળ, મુત્ર તથા અધોવાયુ રોકયો હોય તો મોટા પ્રાણનાશક ઉપદ્રવ થાય છે, તથા તે ઊર્ધ્વવાયુના જોરથી મોઢાની રાહે મળ પણ પડે છે.

ઊદાવર્તનુ અસાધ્ય લક્ષણ—અતીશોષ, ગ્લાની, નબલાપણુ, શુળ, પીડા યુક્ત ઊલટી એવુ હોય તો તે અસાધ્ય જાણવો.

ઊદાવર્ત ઉપર—જવખાર, સાજીખાર, પંચલવણ, (ટંકણખાર, લવણ, વાગડ, સીંધાલોણ, સંચલ) ચીત્રક, અજમો ત્રિકટુ, હીમજ, વાવડીંગ, નસોત્તર, વજ એ સર્વના ચુર્ણને થોરના દુધની સાત ભાવના આપી તેની ગોળીયો રાયબોર જેવડી કરવી તે ગોળી આપવાથી ઉદાવર્ત, ગુલ્મ, ઉદર એ રોગ નાશ પામે છે જવખાર તથા સાકર એકઠુ કરી આપવુ નેપાલા લાની બી, પારો, ગંધક, ત્રિકટુ, ટંકણખાર એનુ ચુર્ણ ખલમા ત્રણ દિવસ ઘુટવુ અને તે એક માસાભાર ચુર્ણ ઘી સાકરમા આપવુ

---

## કુસ્ટરોગ.

કુસ્ટરોગ—વમન, જુલાબ ઇત્યાદી પાચ કરમોમા કમી ન્યાસ્તી, વીષયાદિ

---

* કોઈ એને પગતી (પાવી) શુળ પણ કહે છે.

ઘણું સેવન, મદ્ય, માંસ, ખરાબ પાણી એનું અતી સેવન, ભારે પદાર્થોનું ઘણું ભક્ષણ, ચાલવાની ઘણી મહેનત, ઘણો સંતાપ, અતી અજીર્ણ, ઘણી મહેનત, દહીં, મીઠું, અડદ, મુળા, મીસ્ટાન્ન એનુ ઘણું ભક્ષણ, દિવસે ઘણી નિંદ્રા, પાપકર્મ, મલમુત્ર, ઉલટી એનો વેગ રોધવો ઇત્યાદી કારણોથી વાયુ વગેરે દોષ દુસ્ટ થઇ ત્વચા, માંસ, લોહી અને રસ એને દુષિત કરી અઢાર પ્રકારના કુસ્ટો એટલે કોડાને ઉત્પન્ન કરે છે.

સર્વકોસ્ટ ઉપર—ગાયનું દૂધ ૫ શેર, ગંધક ૧ કીંવા ના તોલો નાંખી પીવું. ધોળી ગોકર્ણીનું મુળ તાઢા પાણીમાં ઘસી લેપ કરવો. પારો, ગંધક, મનશીલ, હરતાળ, મરી, હળદર, આંબાહળદર. સીંદુર, મોરથુત. પુંવાડીયાનાં બીજ, બાવચો, જીરૂ, કડવુંજીરૂ એ સર્વનું ચુર્ણ કરી તેમાં લીંબુનો રસ તથા ઘી નાંખી લોઢાની કઢઇમાં લોઢાના દસ્તાવડે ૪ પોહોર ખલવું પછી લગાડવું; એટલે કોડ, ચળ, પામા, વીસર્પ ઇત્યાદી રોગો દુર થાય છે. ૭ મહિનાએ નસ ખોલવી. દર મહિને જુલાબ તથા દર પખવાડીઆમાં ઉલટી આપવી. ઓષડોના ઊપાયો પણ ચાલુ રાખવા. પુંવાડીઆનાં બીજ, આકડાનુ દૂધ, નેપાળો, વાવડીંગ, સીંધાલોણ, બાવાં, હળદર, દારૂહળદર, રીંગણીમુળ, વછનાગ એ સર્વ ઓષડો વાટી લેપ કરવો એટલે સર્વ તરેહના કોડ વગેરે દૂર થાય છે. ખેરનાં પાંચ અંગનો ઊકાળો કરી તે ઊકાળાથી નહાવું, તથા તે પીવો. ભોજન, લેપ પણ કરવો, એટલે સર્વ કોડ જાય છે. ખેરસાલ, ત્રિફલા, કડવા લીંબડાની છાલ, કડવું પડોળ, ગળો, અરડુસો, એનો ઊકાળો આપવો એટલે સર્વ કોડ, વીસ્ફોટક, મસુરીકા, એ રોગ દુર થાય છે. ખેરની છાલ અથવા કાથો પાણીમાં ઘસી લેપ કરવો. બાવચો વાટી છ મહિના સુધી લેપ કરવો.

---

## ખશ.

ખશ ઉપર—પ્રથમ જુલાબ આપવો. પારો, ગંધક, જીરૂં, ઉમતું જીરૂં, આંબાહળદર, હળદર, મનસીલ, સીંદુર, મરી એ ઘીમાં ઘુંટી લેપ કરવો. પારો ગંધક, ધતુરાનાં બીજનો તેલમાં ખલ કરી લેપ કરવો. ગંધક કેળામાં ખાવો. એટલે સર્વ ખશ બાહેર પડે છે. પછી સાંજે ભેંસનું. છાણ અંગે લગાડી નહાવું. એટલે સાફ થાય છે. સુખડનું અતર ચોળવુ. આંબળાં બાળી તે તેલમાં ઘુંટી લગાડવાં. જે ઓષડો કોડ ઉપર કહેલાં છે, તે પણ કરવાં. શોધેલો ગંધક એકલા ઘીમાં અથવા છાશમાં આપવો.

---

સુડ, એ સવ સરખા ભાગે, તથા વછનાગ આધો ભાગ નાખી આદાના રસમા બે દિવસ ખલ કરવો, એ માત્રા બે ચણોઠી ભાર આદાના રસમા આપવી, એટલે મહાઘોર નવજ્વર તથા સ મહણી મટેછે

મૃતસંજીવન રસ—તામ્ર ૪ ભાગ, નેપાળો ૩ ભાગ, ટંકણ ૨ ભાગ. વછનાગ એ સર્વની સુક્ષમ કજલી કરી મુકવી, તેમાથી બે માસા માત્રા આદાના રસમા અથવા ત્રીકટુ, અને સીંધાલોણ એનીસાથે આપવી, કપુર, અને ચંદન એ શરીરે ચોપડવા. પથ્ય ભાતભાત, મૈથુન કરવું નહી. સન્નિપાત જ્વર, વીશમ જ્વર, આમવાત, વાતશુળ, ગુલ્મ, ફપીહ, જલોદર, સીત પુર્વ, દાહપુર્વ, વીશમ જ્વર, તથા અગ્નિમંદ, ઈત્યાદી રોગો ઉપર એ માત્રા યોજવી

ભસ્મેશ્વર—અભ્રખ છાણાની ભસ્મ તોલા ૪, મરી માસા ૯, વછનાગ માસા ૩ એનુ એખડુ ચુર્ણ કરી મૂકવુ તેમાથી પાચ ચણોઠી ભાર આદાના રસમા આપવું, એટલે સન્નિપાત જ્વરનો નાશ થાયછે

સંજ્ઞા પ્રબોધ પ્રધમન—વજ, લસણ, કંઠ, સીંધાલુણ, સોરીંગણી, ૨ ક્રાક્ષ, મીજ, સમુદ્રફલ એ ઓસડો સરખે ભાગે લેઇ આકડાના દુધમા ભાવના આપવી, પછી મોરના પીત્તની ત્રણ ભાવનાઓ આપી ચુર્ણ કરવુ શન્નિપાત, કફ દુષ્ટી, વાયુ, અપસ્માર, હલીમક, માથાનો રોગ, કાનનો રોગ, એ ઉપર એ ચુર્ણ નસકોરીયોમાં મુકવુ એટલે સાવધ થાયછે

ત્રિભુવન કીર્તી રસ—હીંગળો, વછનાગ, સુંઠ, મરી, પીપર, ટંકણખાર, પીપરી મુળ, એ સવનું સરખા ભાગે ચુર્ણ એકઠુ કરી તેને તુળસીનો રસ, ધતુરાનો રસ, એ ત્રણ ભાવનાઓ આપી એક ચણોઠી જેવડા ગોળીયો કરી આદાના રસમા આપવી, એટલે અનેક પ્રકારના જ્વર તથા ૧૨ શન્નિપાતને દુર કરેછે

સધીમ સન્નિપાતારી રસ—પારો ૧ ભાગ, ગંધક ૨ ભાગ એની કજલી અભ્રક ભસ્મ ૧ ભાગ, મરી ૧ ભાગ, જવખાર ૧ ભાગ, સાજીખાર ૧ ભાગ, ટંકણખાર ૧ ભાગ, શાહાજીરૂ ૧ ભાગ, ત્રીકટુ ૩ ભાગ, ત્રીફલા ૩ ભાગ, સીંધાલુણ ૧ ભાગ એ સવ એકઠા કરી ખલ કરવો, તેને ચીત્રક મુળના ઊકાળાની ભાવના ૧ દિવસ આપી ૫ ચણોઠી પ્રમાણે ગોળીયો કરી, મધ તથા પીપરમા અથવા ગરમ પાણીના સાથે આપવી

મૃત સંજીવની રસ—પારો ૧ ભાગ, ગંધક ૨ ભાગ એનીક અભ્રક ભસ્મ ૧ ભાગ, તામ્રભસ્મ ૧ભાગ, વછનાગ ૧ભાગ, હરતાળ ૧ભાગ, કકુંમ, ૧ભાગ, મનસીલ ૧ ભાગ, હીંગળો ૧ ભાગ, ચીત્રક ૧ ભાગ, અતીવીખની કળી ૧ ભાગ, ત્રીકટુ ૧ભાગ,

સુવર્ણમાક્ષીક ભસ્મ ૧ ભાગ, ભાંગ ૧ ભાગ, નગોડ ૧ ભાગ, તાંદુળજો ૧ ભાગ, એ સર્વ ઓસડોનુ ચુર્ણ આદાના રસમા ૩ દિવસ ઘુંટી પછી નગોડ તથા ભાંગ તથા લીંબુ તથા કરજની છાલ એના રસમા જુદા જુદા એક એક દિવસ ખલ કરવો, પછી કાચની સીસીમાં નાંખી વાળુકા યંત્રમાં બે પહોર ધીમો અગ્નિ આપવો, થડુ પડયા પછી કાઢી ફરી આદાના રસમાં એક દિવસ ખલ કરી ૧ ચણોઠી પ્રમાણે માત્રા આપવી. શ્રી શીવજીની સ્તુતી કરવી, પથ્થ દુધભાત આપવો એટલે, અંતક શન્નિપાત દુર થાયછે.

ત્રિનેત્ર રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, તામ્ર ભસ્મ ૧ ભાગ, ગાયનું દૂધ ૩ ભાગ, એકઠાં ખલમા નાખી ઘુંટવા, પછી નગોડના રસમા ૧ દિવસ ખલ કરી ગોળો કરવો તે કુલુડીમાં નાંખી તેઉપર કપડ મટી કરી વાળુકા યંત્રમાં નાંખી ૩ પોહર અગ્નિ આપવો, સારી પેઠે થડુ થયા પછી બાહેર કાઢી તેનો આઠમો ભાગ વછનાગનું ચુર્ણ નાખી એકઠો ખલ કરી મુકવો તેમાંથી બે ચણોઠી ભાર, માત્રા પંચકોલના ઊકાળા સાથે આપવી. પથ્ય બકરીનું દૂધ તથા ચોખા. એટલે રૂકદાહ શાંત થાયછે.

શન્નિપાત ગજાંકુશ—પારાની ભસ્મ ૧ ભાગ, તામ્ર ભસ્મ, ૧ ભાગ, હરતાળ ૧ ભાગ, સુવર્ણમાક્ષીક ૧ ભાગ, હીંગ ૪ ભાગ, એને આદુના રસમાં ખલ કરવું પછી વાંઝણી કંટોલી, કડવુ પડોલુ, નગોડ, રાસ્ના, કડવો લીંબડો, ચીત્રક, ધતુરો, કળલાવી, પહાડમુળ, ભાંગ, કાગદીલીંબુ, એના રસમાં ત્રણ દીવસ ખલ કરી તેમાં ૧ભાગ સાજીખાર, ૧ ભાગ જવખાર, ૧ ભાગ સીંધાલોણ, ૧ ભાગ હીરાબોળ, ૧ ભાગ વછનાગ, ૧ ભાગ જેઠીમધ, એનુ ચુર્ણ તેમાં મેળવી ખલ કરી મુકવુ. એ માત્રા એક માસોમાત્ર મધમાં અથવા આદાના રસમાં આપવી, એટલે ચીત્તભ્રમ દુર થાયછે.

સન્નિપાત વીધ્વંસ રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, હરતાલ ૧ ભાગ, સુવર્ણમાક્ષીક ભસ્મ ૧ ભાગ, અભ્રક ભસ્મ ૧ ભાગ, હીરાબોળ ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, ધતુરાનુ બીજ ૧ભાગ, વાંઝકંટોલાને કંદ ૧ભાગ કડવો લીંબડો ૧ભાગ,બકાણ લીંબડો૧ ભાગ,મીઠા લીંબડાની છાલ૧ભાગ, કળલાવીનાં મુળ૧ ભાગ, એ સર્વે સરખા ભાગે લેઈ ચુર્ણ કરી નગોડના રસમાં તથા કાગદી લીંબુના રસમાં એક દિવસ ખલ કરી ચણ્યા જેવડી ગોળીયો કરવી, તેમાંથી એક ગોળી દશમુળના અથવા આકડાના મુળના ઊકાળામાં આપવી. એ ઉપર પથ્ય દહીંભાત આપવો, એટલે કર્ણક શન્નિપાત દુર થાયછે.

વિશ્વમુર્ત્તિ રસ—સોનુ ૧ ભાગ, સીસુ, તાંબુ એનો ભુકો ૫ ભાગ, તથા પારો ૪૫ ભાગ એનો એકઠો ખલ કરી તે ચુર્ણ જાડા લુગડામાં બાંધી કાગદી લીબુના રસમાં તથા કાંજીમાં દોલાયંત્ર કરી બે દિવસ રહેવા દેવું, પછી

ગંધક ૪૫ ભાગ તથા હરતાળ ૪૫ ભાગ, એકઠા કરી ખરલ કરવો, તે ચુર્ણ લોઢાના શરાવમા અરધુ હેઠે નાખી, તે ઉપર રાલાષ ત્રમાં બનાવેલુ ઓસડ મુકવુ ફરી તે ઉપર ગંધક તથા હરતાળનું રહેલું ચુર્ણ દાબી ઉપર બીજુ લોઢાનુ શરાવ ઢાંકી, કપડ માટી કરી માટીના વાસણમા હેઠે ઉપર મીઠુ નાખી વચે તે શરાવ સંપુટ મુકી ત્રણ દિવસસુધી ધીમા તાપથી પકવવુ ઠંડુ થયા પછી કાઢી ખરલ કરી મુકવું તે ભસ્મ ૪ ચણોઠી ભાર આદાના રસમાં આપવી અથવા આકડાના મુળના ઉકાળામા મરીનો ભુકો નાખી આપવી, હીંવા દશ મુળના ઉકાળામા આપવી, એથી કફ કુબ્જ સન્નિપાત દુર થાયછે

આનંદભૈરવી રસ—વછનાગ ૧ ભાગ, ત્રીકટુ ૩ ભાગ, ફુલાવેલ ટંકણખાર ૧ ભાગ, તામ્રભસ્મ ૧ ભાગ ધતુરાના બીજ ૧ ભાગ, હીંગળો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, એ સર્વ ઓસડો એકઠા ખરલ કરી પછી ભાંગ, તથા આદાના રસમાં એક દિવસ ભાવના આપવી, પછી મગ જેવડી ગોળીઓ કરવી, અને આકડાના મુળના ઉકાળામા ત્રીકટુનો ભુકો નાખી તેમા એક ગોળી ઘસી આપવી, એથી શીતાંગ સન્નિપાત દુર થાયછે

બ્રહ્મવટી—પારો ૧ ભાગ, ગંધક ૨ ભાગ, વછનાગ ૧ ભાગ, અભ્રક ભસ્મ, ૧ ભાગ, લોહભસ્મ ૧ ભાગ, એ સર્વ ખરલમા એકઠા કુટી પછી ત્રીકટુના ઉકાળામા તથા આદુના રસમા એક એક દિવસ ખરલ કરવો, પછી શાહજીરૂ, અજમોદ, એરંડ, અજમો, બ્રાહ્મી, ભાંગરો, ભાંગ, કડવો લીંબડો, ગોકરણી, સરસવો, ઇંદ્રવારણી, શ્વેતવીષ્ણુક્રાંતા, અડુરસો, ચીત્રક, એના રસમા જુદી જુદી એકેક ભાવના આપી બોરના ઠળીયા જેવડી ગોળીઓ કરવી અને આદાના રસમા મરીનો ભુકો નાખી તેમા તે ગોળી આપવી એથી તમક રોગ મટેછે

મૃતોત્થાપન રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, મનસીલ ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, હીંગળો ૧ ભાગ, અભ્રક ભસ્મ ૧ ભાગ, તામ્રભસ્મ ૧ ભાગ, લોહ ભસ્મ ૧ ભાગ, સુવર્ણમાક્ષીક ભસ્મ ૧ ભાગ, હરતાળ ભસ્મ ૧ ભાગ, એ સર્વનુ એકઠો ખલ કરી અમ્લવેતસ ૧ ભાગ, સીંધુ ૧ ભાગ, આંમેરી ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, નગોડ ૧ ભાગ, ઇંદ્રવારણી ૧ ભાગ, એના રસમા બે દિવસ ખલ કરી, શરાવમા નાખી કપડ મટી કરવી અને ભુદર યંત્રમા ૪ પહોરપર્યત કરવુ પછી કાઢી ચીત્રકના ઉકાળામા બે પહોર ખલ કરી અડદ અડદ જેવડી ગોળી કરવી અને ત્રીકટુ ૩ ભાગ, ચીત્રક મુળ ૧ ભાગ, હીંગ ૧ ભાગ, એનુ ચુર્ણ આદાના રસમા નાખી તેમા ગોળી આપવી એથી પ્રલાપ મટેછે, તથા અપવાહક મટેછે.

રકતપીતહર રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, એની કજ્જલી કરી ચીત્રકના

રસમાં ઘુંટવી. પછી લોહભસ્મ ૧, તામ્રભસ્મ ૧, માક્ષીક ભસ્મ ૧, એ સરખા ભાગે લેઇ ઘુટવુ અને ધતુરો, ત્રીફલા, કુંવાર, ધાણા, આદુ, કડવો લીંબડો, બ્રામ્હી, નગોડ ભાંગરો, ચીત્રક, કાવળી, પાંગારો* એરંડો, એ સર્વનો રસ ચાર ચાર તોલા લેઇ તેમાં જુદી જુદી ભાવનાઓ આપવી. પછી તેમાં ત્રીકટુનું ચુર્ણ પારા જેટલુ નાંખી ચણ્યા જેવડી ગોળીયો કરવી, તેમાંથી ત્રણ ગોળીયો જીરાના ઊકાળામાં આપવી, પથ્ય દહીભાત તથા થંડુ પાણી આપવુ.

પચ્યવત્કે રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, મરી ૧ ભાગ, ટંકણખાર ૧ ભાગ, એનુ એકઠુ ચુર્ણ કરી ધતુરાના પાનના રસમા ૧ દીવસ ખલ કરી પછી તેની બે ચણોઠી પ્રમાણે ગોળીયો કરવી, તે ગોળી આકડાના મુળના ઊકાળામા ૧ ગોળી આપવી, પથ્ય મગનુ ઓસામણ આપવું, એટલે ભુગ્નનેત્ર શન્નિપાત દુર થાયછે.

જયમંગલ રસ—પારાનુ ભસ્મ ૧ ભાગ, તામ્ર ભસ્મ ૧ ભાગ, કાંત ભસ્મ ૧ ભાગ, ગજવેલ ભસ્મ ૧ ભાગ, પીતળની ભસ્મ ૧ ભાગ, લોહ ભસ્મ ૧ ભાગ, હરતાલ ૧ ભાગ, માક્ષીક ૧ ભાગ, એનું એકઠુ ખલ કરી તેમાં ત્રીકટુ ૩ ભાગ, વછનાગ ૧ ભાગ, ટંકણખાર ૧ ભાગ, ચીત્રક ૧ ભાગ, એનુ ચુર્ણ કપડછાણ કરી નાખવુ. પછી અરડુસો, નગોડ, બીલીનાં પાન, એના રસની ભાવના એકેક દિવસ આપી શરાવ સંપુટ કરી ભુદર યંત્રમાં ચાર પહોર અગ્નિ આપવો, છેક થંડુ પડયા પછી કાઢવું, અને દશ મુળના ઊકાળામા ૨ અથવ ૧૪ ચણોઠી ભાર આપવુ; એટલે અભીન્યાસ સારો થાયછે.

વીરભદ્ર રસ—પારો ૧ ભાગ, અભ્રક ભસ્મ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, ત્રીકટુ ૩ ભાગ, ૫ ચલવણ ૫ ભાગ, વરીયાળી ૧ ભગ, જીરૂ ૧ ભાગ, શાહાજીરૂ ૧ ભાગ, એ સર્વને આદાના રસની એક દિવસ ભાવના આપી અડદ પ્રમાણે ગોળીયો કરવી, અને ચીત્રક, આદુ, તથા સીંધાલોણ, એના અનુપાનમાં ગોળી આપવી, તે ઉપર પથ્ય દુધ ચોખા. એટલે જીવ્હક સારો થાયછે.

મહોદધી રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, લોહ ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, તામ્ર ૧ ભાગ, તજ ૧ ભાગ, વંગ ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, ત્રીકટુ ૩ ભાગ, તમાલ પત્ર ૨ ભાગ, નાગરમોથ ૨ ભાગ, વાવડીંગ ૨ ભાગ, નાગકેશર ૨ ભાગ, રેણુક બીજ ૨ ભાગ, પીપરી મુળ ૨ ભાગ, એ સર્વ એકઠાં કરી જળ પીંપરના રસની ત્રણ ભાવનાઓ આપવી તેની ગોળીયો ચણ્યા જેવડી બાંધવી. સ્વાસ, ઊદ્રસ, હરસ, ભગંદર, છાતીનું શૂળ, પાર્શ્વશૂળ, કાનનો રોગ, સંગ્રહણી, ઊદરરોગ (જલોદર), પ્રમેહ, તથા પથરી એ સર્વ રોગો ઉપર તે ગોળી આપવી. પથ્ય વગેરે કાંઈ કરવુ નહી.

* મરેઠીમા પાગારા કહે છે તે.

કનકસુંદર રસ—મરી, ગંધક, હીંગળો, વછનાગ, પીપર, ટંકણખાર, ધતુરાના બીજ, એ સર્વ ઓસરો શોધેલા લેવાં, પછી ઝીણાં કરી ભાંગના ઊકાળાની ભાવના આપવી, અને ચણોઠી જેવડી ગોળીઓ બાંધવી પછી તબીયત તથા રોગનો વિચાર કરી અનુપાનની સાથે સંગ્રહણી, જ્વર, અતીસાર, અગ્નિમંદ, વગેરે રોગ ઊપર આપવી એટલે તે રોગ દુર થસે.

હીનેશ ભૈરવ—જાવત્રી, તજ, લવીંગ, અક્કલગરો, પીપર, સુંઠ, હીંગળો, વછનાગ, એ સર્વનું સરખે ભાગે ચુર્ણ કરી નાગરવેલના રસમાં એક દિવસ તથા આદાના રસમાં એક દિવસ ખલ કરવું, પછી ચણોઠી જેવડી ગોળીઓ કરી તે માંથી એક ગોળી અનુપાનની યોજના કરી આપવી એટલે અતીસાર વગેરે મટે છે.

ચન્દ્રપ્રભાવટી—પારો, સુવર્ણ ભસ્મ, તામ્રભસ્મ, ખેરસાર, મોચરસ એ સર્વ સરખા ભાગ એખઠા કરી કરાળા સીમલાના મુળના રસમાં બે પહોર ઘુટવા પછી તેની ચણા જેવડી ગોળીઓ કરવી. તે એક ગોળી ત્રણ માસા જીરાના ચુર્ણમાં આપવી, એટલે ત્રિદોષથી થયેલો, અતીસાર તથા તાવ જાયછે

અતીસારેભસીંહ રસ—પારો ૧ ભાગ, હીંગળો ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, એ એકઠાં વાટી. પહાડમુળ, ચીત્રક મુળ, બાબળીલુ, સુંઠ, એના ઊકાળામાં જુદી જુદી ભાવનાઓ આપવી, તે માત્રા ચણોઠી ભાર મધમાં આપવાથી સર્વ અતીસાર દુર થાયછે

ચીત્રાંબર રસ—પારો, અભ્રક, તથા ગંધક, એ સરખે ભાગ લેઇ થોડું ઘી નાખી લોહાના વાસણમાં પકવવા, અને લોહાનીજ કડછી વગેરેથી હલાવવુ, પછી હેઠે ઉતારી જીરાના ઊકાળામાં ત્રણ ભાવનાઓ આપી. એ માત્રા એક ચણા જેટલી અનુપાનના સાથે આપવી એટલે સંગ્રહણી, રક્ત, આમશુળ, ગ્રવાહીકા, એ શાંત થાયછે

પંચામૃત પરપટી—લોહ ભસ્મ ૧ ભાગ, અભ્રક ભસ્મ ૧ ભાગ, તામ્ર ભસ્મ ૧ ભાગ, પારદ ભસ્મ ૧ ભાગ, અને શુદ્ધ કરેલો ગંધક ૮ તોલા એ સર્વનો એકઠાજ ખલ કરવો, પછી લોહાની કડાઈમાં નાખી હેઠે બોરડીનાં લાકડાંનો ધીમો તાપ આપવો, તેનો રસ થયા પછી આપના છાણ ઉપર કેળનુ પાન પાથરી તેઉપર તે રસ રેડવો અને તે ઊપર તરત બીજુ પાન બેસાડવુ, ઠંડુ થયા પછી તેનાં પોપડાં કહાડી લેવાં એ માત્રાને પંચામૃત પરપટી કહેછે એ ગ્રહણી, અતીસાર ક્ષય, તાવ, અરૌચ, પાંડુરોગ, તથા *કૃત્રીમ વિષજન્ય વીકાર, અમ્લપીત્ત, હરસ,

* ખીર તથા માછલાં જાંબુ અને દુધ વગેરેના સંયોગથી વિષરૂપ થાયછે તે.

અગ્નિમંદ ઇત્યાદી રોગ ઊપર આપ્યું હોય તો તેનો નાશ કરેછે. ગ્રહણી ઊપર આપી હોય તો હીંગ, સીંધાલોણ, જીરૂ, એના ચુર્ણની સાથે આપવી. પાંડુ રોગ તથા પિતથી થયેલા વીકાર ઊપર એકલા જીરાનીસાથે આપવી, બીજા રોગો ઊપર નજર પોચાડીને આપવી.

લોકનાથ રસ—પારો ૨ ભાગ, ગંધક ૨ ભાગ, એની એકઠી કજલી કરીં પારાથી ચારઘણી કોડીયો લેઇ તેમાં તે કજલી ભરવી. પછી ટંકણખાર ૧ ભાગ લેઇ ગાયના દૂધમાં વાટી તે કોડીયોના મોહોડે તેની મુદ્રા આપવી, પછી શંખના કકડા ૮ તોલા લેઈ તેમા માંહેના અડધા કકડા શરાવમાં નાખી તે ઉપર કોડીયો મુકી તે ઉપર બીજા કકડા નાંખી ઉપર બીજી શરાવ બેસાડી કપડ મટ્ટી કરી ગજપુટ આપવો. પોતાની મેળે થંડુ થયા પછી કહાડી ખલ કરી સીસીમાં ભરી મુકવું, એનાં અનુપાનો અનુપાન પ્રકરણમાં લખેલાં છે તે પ્રમાણે યોજના કરવી.

ક્ષારતામ્ર રસ—શંખભસ્મ, તામ્રભસ્મ, કોડીભસ્મ, લોહભસ્મ, મંડુર-ભસ્મ, ટંકણખાર, જવખાર, ત્રીકટુ, સીંધાલોણ, એ સર્વને ભાંગરો, અડુરસો અને આદુ એના રસોની ભાવના આપી તેની ચણ્યા જેવડી ગોળીયો કરવી તે અનુ-પાનની યોજના કરી આપવાથી અતીસાર ગ્રહણી, અગ્નિમંદ, શૂળ, ઇત્યાદી દુર થાયછે.

ગ્રહણી ગજકેશરી—પારો, ગંધક, અભ્રક, લોહ, હીંગળો, બાળ બીલું, વછનાગ, ત્રિકટુ, ભાંગ, નાગરમોથ, દાડમની છાલ, ઇંદ્રિજવ, જાયફળ, મોચરસ, અતીવીખની કળી, ધાવરીનાં ફૂળ, કોઠ, અજમો, ચીત્રક, ટંકણખાર, કૌચાંનાં બીજ, અફીણ, એ સર્વ ઓસડો સરખા ભાગે લેઈ તેને ધંતુરાના રસની ભાવના આપી ગોળીયો તુવર જેવડી બાંધવી, તેથી અતીસાર, ગ્રહણી, અગ્નિમંદ, શૂળ, પાંડુરોગ, ઇત્યાદી રોગ સારા થાયછે. અનુપાન, છાશ અથવા દહીંમાં.

ગ્રહણી કપાટ રસ—સુંઠ, મરી, પીપર, ગંધક, ટંકણખાર, પારો, કોડીની ભસ્મ, વછનાગ, એ સરખે ભાગે લેઇ. લીંબુના રસમાં ખલ કરવો, તે માત્રા અડદ જેટલી, ઘી, મરી તથા સાકર એકઠાં કરી તેમાં આપવી.

ગ્રહણી વજર કપાટ રસ—૧ માક્ષીક, ૧ મોકતીક, ૧ સુવર્ણ ભસ્મ, ૨ ગં-ધક, ૩ પારો, એને કોઠાના રસમાં ખલ કરવો, પછી તે ઓસડ હરણના સીંગમાં ભરી મધ્યમ પુટ આપવો પછી તેમાંથી કાઢી ચીકણાના રસમાં સાત ભાવનાઓ આપવી. અધાડાના રસની ત્રણ ભાવનાઓ, લોધર, અતીવીખની કળી, નાગર-મોથ, ધાવડીનાં ફૂલ, ઇંદ્રજવ, એ દરેકની ત્રણ ત્રણ ભાવના આપવી, એની એક અડદ જેટલી માત્રા મરીનો ભુકો અને મધમાં આપવી. તેથી સર્વ પ્રકારનો અતીસાર અને સંગ્રહણી બંધ થઇ અગ્નિ પ્રદીપ્ત થાયછે.

ત્રીવિક્રમ રસ—હીંગળો, અફીણ, હીરાબોળ એનો એખઠો કરી ખલ કરેવો બે અછોઠી બાર મધમાં આપવો એટલે રક્ત અતીસાર તથા આમશૂળ દુર થાયછે.

અગ્નિકુમાર રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, કોડીભસ્મ ૨ ભાગ, મરી ૮ ભાગ એ ઓસડો એખઠા કરી લીંબુના રસમા ખલ કરી ગોળીયો ચણોઠી જેવડી બાધવી અજીરણ, અગ્નિમંદ, શૂળ, સરદી, વગેરે ઊપર આપવો, અનુપાન આદાનો રસ, મધ, અથવા નાગરવેલમા આપવો.

ક્રવ્યાદ રસ—પારો ૪ ભાગ, ગંધક ૮ ભાગ, તાંમ્ર ૨ ભાગ, લોહ ૨ ભાગ એનો એખઠો ખલ કરી કહડાઇમા નાખી ચુલા ઉપર મુકવુ પાણી થાય એટલે એરંડીયાના પાન ઉપર ઢાળવુ, ઠર્યા પછી ખલ કરી લીંબુની ભાવના આપવી, પછી પંચ કોલની ભાવના આપવી, પછી ટંકણખાર, વછનાગ, મરી, એ તોલો તોલો નાખી ચણાના ક્ષારની સાત ભાવનાઓ આપવી, ગોળીયો બે બે માસાની બાધવી, તેમાથી એક ગોળી સીંધાલોણ તથા છાશમાં આપવી, તેથી ચાહે તેવું ભારે અનાજ ખાધુ હોય તોય ચાર ઘડીમા પચી જાયછે

અગ્નિતુડાવટી—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, અજમોદ ૧ ભાગ, ત્રિફલા ૩ ભાગ, સાજીખાર ૧ ભાગ, જવખાર ૧ ભાગ, સીંધાલોણ ૧ ભાગ જીરૂ ૧ ભાગ, ગંધબીડ ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, વાવડીંગ ૧ ભાગ, મીઠુ ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, મરી ૧ ભાગ, પીપર ૧ ભાગ, ઝેર કોચલા ૧૭ શુદ્ધ કરી ચુર્ણ કરવું અને એ સર્વની ખલ લીંબુના રસમા કરવો, તેની ગોળી મરી જેવડી કરવી, તે અગ્નિમંદ તથા અજીરણ ઊપર આપવી.

મહોદધી રસ—વછનાગ ૧ તોલો, પારો ૧ તોલો, જાયફલ ૨ તોલા, ટંકણખાર ૨ તોલા, પીપર ૩ તોલા, સુંઠ ૬ તોલા, કોડીભસ્મ ૬ તોલા, લવીંગ ૩ માસા એ સર્વનો ખલ લીંબુના રસમા ગોળીયો કરવી, એ ગોળી અગ્નિમંદ ઉપર ઊપયોગી છે

ચીંતામણી રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, તાંમ્ર ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, ત્રિફલા ૩ ભાગ, સુંઠ ૧ ભાગ, મરી ૧ ભાગ, પીપર ૧ ભાગ, નેપાળો ૧ ભાગ સેધ્નિ દ્રોણ પુષ્પીના રસમા ભાવના આપી ઝીણી કજલી કરવી એ ઓસડ અજીરણ, તાવ, શળ, એ ઉપર ચણોઠી અથવા અરધી ચણોઠી ભાર આપવુ, વાતરક્ત ઉપર પણ ઊપયોગી છે

અર્શકુઠાર રસ—તામ્ર ભસ્મ ૩ *પલ, લોહભસ્મ ૩ પલ, સુંઠ ૨ પલ,

---

* ચાર તોલાનો ૧ પલ.

મરી ૨ પલ, ચીપર ૨ પલ, કળલાવી ૨ પલ, દંતી ૨ પલ, ચીત્રક ૨ પલ, પીલુડીનાં બીજ ૨ પલ, જવખાર ૫ પલ, ટંકણ ખાર ૫ પલ, સીંધાલોણ ૫ પલ ગોમુત્ર ૩૨ પલ, થોરનું દૂધ ૩૨ પલ, એ સર્વ એક ઠેકાણે કરી ગોળો થાય ત્યાંસુધી ધીમા તાપે પકવવાં, તે ઓસડ બે મહિનાસુધી ભક્ષણ કરવુ એટલે અર્શ વીકાર દુર થાયછે.

નીત્યોદિત રસ—પારો ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, લોહ ભસ્મ ૧ ભાગ, તામ્ર ૧ ભાગ, ગંધક ૧ ભાગ, ભીલામાં ૫ ભાગ, એ સર્વ એકઠાં વાટી સુરણના રસમાં ત્રણ દિવસ ખલ કરવો, તે માત્રા એક માસો ઘીમાં આપવી એટલે ચાહે તેવો હરસ હોય તોય મટેછે. તથા સોજો ઊતરેછે.

રસ શીંદુર—પારો ૧૦ ભાગ, ગંધક ૧૦ ભાગ, નવસાગર ૫ ભાગ લઇ એની કજલી કરી ચીત્રકના મુળના રસમાં તથા ધતુરાના પાનના રસમાં તથા કુંવારના રસમાં એકેક દિવસ ખલ કરી સીસીમાં ભરી વાલુકા યંત્રમાં ચાર પહોર અગ્નિ આપવો, પોતાની મેળે થંડુ થયા પછી તે રષાયન સીસીમાથી કાઢી મુકવુ. એ રસસીંદુર અનુપાન યોજી સર્વે રોગ ઊપર આપવુ.

સીસીને લેપ કરવાનો પ્રકાર એવો કે રાફડાની માટી અથવા ધોળી ખડી અરધો શેર વાટી ઝીણી કરવી લોઢાનો કાટોડાનુ કપડછાણ ચુર્ણ અરધો શેર તથા આટો નવટાંક એનો એક દિવસ ખલ કરી પછી કપડાને તે માટી લગાડી કુપીને લપેટી સુકવવી એપ્રમાણે ૭ કપડ મટી કરી પછી સીસીમા ઓસડ ભરી વાલુકા યંત્રમાં મુકી પકવવુ.

કનકસુંદર રસ—ગંધક ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, લોહ ૧ ભાગ, પારો ૧ ભાગ, મોતી ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, પ્રવાળ ભસ્મ ૧ ભાગ, સોનુ ૮ ભાગ, એ સર્વે ઓસડનો ખલ હંસપદીના રસમાં ત્રણ દિવસ કરવો પછી તે ઓસડ કાચની સીસીમાં ભરી લવણ યંત્રમાં ૩ દિવસ અગ્નિ આપવો. પોતાના મેળે થંડુ થયા પછી કાઢી લેવો તે અનુપાન પ્રમાણે ઊદ્રસ, ગુલ્મ, ગ્રહણી, પાંડુ, રાજયક્ષ્મા રકતપિત્ત, શ્વાસ, ઇત્યાદી રોગો ઉપર યોજવુ.

શન્નિપાત ભૈરવ રસ—હરતાલ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, પારો ૧ ભાગ, વછનાગ ૩ ભાગ, મનસીલ ૪ ભાગ, ટંકણખાર ૪ ભાગ, હીંગળો ૧૪ ભાગ, એ સર્વે લીંબુના રસમાં ૩ દિવસ તથા આદાના રસમાં ૩ દિવસ ખલ કરી તેની ગોળી યો અડદ જેવડી કરવી, તે શન્નિપાત જ્વર, અતીસાર, કફ, પાંડુરોગ, અરોચક કુક્ષીરોગ, ઊદાવર્ત, ઈત્યાદી રોગોઊપર અનુપાન યોજી આપવો.

આનંદભૈરવ—હીંગળો, વછનાગ, સુંઠ, મરી, પીપર, ગંધક, ટંકણખાર, એ સર્વનો લીંબુના રસમા ચાર પહોર ખલ કરવો પછી તેની ગોળીયો વટાણા

જેવડી બાધવી તે સ્વાસ કાસ, અતીસાર, અજીરણ, પ્રમેહ, સાપનુ ઝહેર, વીછી નુ ઝેહર એ સર્વ મટેછે

સરવાંગ સુદર રસ—સીસુ ૧ ભાગ, અભ્રક ૩ ભાગ, પારો ૫ ભાગ, ગંધક ૬ ભાગ, ટંકણ ૨ ભાગ, રૂપુ ૩ ભાગ, તાંબ્ર ૪ ભાગ, એનો લીંબુના રસમા ખલ કરી નહાનો પુટ આપવો પછી ચુર્ણ કરી તેટલીજ મોતીની ભસ્મ નાખવી, એ ઓસડ એક ચણોઠી ભાર ઘી સાકરની સાથે આપવુ, તેથી મેહ, તાવ, અરૂચી, કફ, કાસ, પાડુ, ભ્રમ, દાહ, સુળ, વગેરે રોગ દુર થાયછે

રાજ્યડેશ્વર રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, હીંગળો ૨ ભાગ એને એખઠા કરી નગોડ અને આદાના રસની ભાવના આપવી, તે માત્રા ચણોઠી ભાર આદાનો રસ તથા મધ એખઠા કરી તેમા આપવી અને તેલ ચગાડવુ, નહાવુ, તરસ લાગે તો છાશ પીવી, અને અન્ન મોળવુ તેમજ પાનનુ બીડુ ખાવુ, મોરડી, કેળા કેરીની કઢી ખાવી તેથી રાજ અરજ્વરને પથ્ય થઈ તરત જ્વર નાશ પામેછે

મૃત્યુ જયરસ—માક્ષીક ૧ ભાગ, તાળક ૧ ભાગ, તાંબ્ર ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, મનશીલ ૧ ભાગ, નેપાળો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, પારો ૧ ભાગ, એનો મેળી મુસળીના રસમા ખલ કરી કુકુટ પુટ આપવો તે માત્રા ચણોરી ભાર નાગર વેલના પાનમા આપવી, પથ્ય દહી ચોખા તેથી નવજ્વર, સન્નિપાત જ્વર, તરત મટેછે

બાલજ્વરસરચંદ્રશેખર—અભ્રક ૧ ભાગ, સોહ ૧ ભાગ, મકર ૧ ભાગ રસ સીંદુર ૧ ભાગ, ટંકણ ખાર ૧ ભાગ, ગોરોચન ૧ ભાગ, એનુ ચુર્ણ કરી ગોક્ષુરણીના રસમા એક પહોર ખલ કરવો, અને તેની આટ જેવડી ગોળીઓ બાધવી તે સેવાથી અનેક પ્રકારના જ્વર, બાલજ્વર, દુર જાયછે

કુસુમાકર રસ—સીસુ ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, રૂપુ ૧ ભાગ, પરવાળા ૧ ભાગ, મોતી ૧ ભાગ, માક્ષીક ૨ ભાગ, રસસીંદુર ૭ ભાગ, એનો ખલ કરી ગાયના રસની ભાવના બે દિવસ તથા ભાગરાના રસની ભાવના ૨ દિવસ આપી માત્રા બાધી મુકવી, તેમાથી બે વાલ અનુપાન પ્રોજી આપવી, એટલે અનેક પ્રકારના પ્રમેહ, ક્ષય, ભગંદર, અનેક પ્રકારના જ્વર, સુત્રકૃચ્છ, ૮ પ્રકારના વાયુરોગ દુર થસે આ રસ કશ્યપ રૂષીએ કહેલો છે

સીદ્ધપ્રણેશ્વર રસ—પારો ૧ ભાગ, ગંધક ૨ ભાગ, અભ્રક ૩ ભાગ, એને ખલ કરી કાળા ધતુરાનો ભાગ, ત્રીકટુ એની સાત સાત ભાવનાઓ આપવી, તે માત્રા એક વાલ મધ ને પીપરમા આપવી, એટલે નવજ્વર, એકાંત્રે, તરીઓ, ચોથીઓ, એ રોગ મટેછે

પાસુપતાસ્ત્ર રસ—પારો રસસીંદુર કાંતલોહ સોનું અભ્રક રૂપુ મુરદાડસીંગી શંખ છીપ પરવાળ તાલક માક્ષીક મોતી સુરમો રસાંજન* નાગભસ્મ બંગ કોડીભસ્મ એ ઓસડો સરખા ભાગે લેઇ દેવ દારૂના ઊકાળામાં ૧ મહિનો ખલવો. પછી તે માત્રા એ ચણોઠી ભાર સાકર તથા મધની સાથે આપવી. ૧ વરસ અથવા ૬ મહિના સેવન કરવાથી વ્રણ, મેહવ્રણ, વીસર્પ, હરસ, સન્નિપાત, વગેરે મટેછે. એ ઓસડ વ્રણ ઊપર ઘણું ઊપયોગી છે.

પાતગજાંકુશ—પારો ૮ ભાગ, ઝહેરકોચલાં ૮ ભાગ, ગંધક ૮ ભાગ, ત્રીકટુ ૧૨ ભાગ, એ માત્રા એક ચણોઠી ભાર અનુપાન યોજી આપવી એટલે ત્રણ પ્રકારના વાયુ, ઊરૂસ્તંભ એ રોગ દૂર થાયછે.

શ્લેશ્મવીધ્વંસન રસ—પારો ૧ ભાગ, હરતાળ ૧ ભાગ, તામ્રભસ્મ ૧ ભાગ ગંધક ૩ ભાગ એનો કારેલાના રસમાં ખલ કરવો, પછી ગોળીયો વાળી સીસીમાં ભરવી, અને સીસીને કપડમટી કરી મો બંધ કરી વાળુકાયંત્રમાં ૩ પોહોર આંચ આપવી, પોતાની મેળે થડુ થયે પછી તેમાં તેટલુંજ મરીનું ચુર્ણ, અને ૮ ભાગ વછનાગ નાંખી ભાંગરાના રસમાં સારીપેઠે ખલ કરવો, પછી તે માત્રા અનુપાન યોજીકફ, કાસ, સ્વાસ, વાયુરોગ, શુળ, વીશુચીકા, અગ્નિમંદ, તાવ, રાજયક્ષ્મા, ગ્રહણી, અતીસાર એ રોગો ઊપર આપવો.

મેહાંતક રસ—સોનુ ૧ ભાગ, સીસાભસ્મ ૨ ભાગ, લવીંગ ૩ ભાગ હીંગળો ૬ ભાગ એ સર્વનો ખજુરના રસમાં ૩ દિવસ ખલ કરવો અનુપાન યોજી આપવો એટલે સર્વ પ્રમેહ દૂર થાયછે.

માલીનીપ્રાગવસંત-સોનુ, મોતી, પ્રવાળ, રુપુ, જસ્ત, હીંગળો ગંધક, પારો, નીલભસ્મ, તારમાક્ષીક, સ્વર્ણમાક્ષીક, બંગ, વીશ, નાગ, વૈક્રાંત, લોહ, એ ઓસડોનો સરખા ભાગે ખલ કરી ગુલાબજલ, કાંટાળા સીમલાનો રસ, સેરડીનો રસ, દૂધ, નાગરમોથનો ઊકાળો, એ દરેકની સાત સાત ભાવનાઓ આપવી, પછી કપુરની ભાવના આપી ગોળીયો બાંધવી, અને અનુપાન યોજી આપવાથી પીત્ત પ્રમેહ, ઊશ્નજ્વર, બહુમુત્રપણુ, પથરી, ઊલટી, તરસ, મુત્રાઘાત, સવ પ્રમેહ એ રોગ દુર થઈ. વીર્ય, પુષ્ટી, દ્રષ્ટી, ક્રતી, એ સર્વને તેજ આવેછે.

શરભેસ્વર રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ વત્સનાભ ૧ ભાગ, હીંગળો

* રષાજન એટલે દારૂ હળદરનો ઊકાળો બકરીના દુધમા પકાવી ચોથો ભાગ રેહેતે

૧ ભાગ, ટંકણખાર ૧ ભાગ, એ ઓસડોને ચીત્રકના ઊકાળાની ભાવના આપવી સુકાયા પછી, શરાવમા નાખી વાલુકાયંત્રમા મુકી, ૨ પહોર અગ્ની આપવો, પછી ચુર્ણ કરી ત્રીકટુની ભાવના આપવી, એ માત્રા ખાવાથી વાયુ, પીત્ત, કફ એથી ઊત્પન્ન થએલો જ્વર, સન્નીપાત જ્વર શમેછે

મેદાતક રસાયન—બંગ ૧ ભાગ, નાગ ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, લોહ ૧ ભાગ, કાંત લોહ ૧ ભાગ, પારો ૧ ભાગ, તામ્ર ૧ ભાગ, ગજવેલ ૧ ભાગ, હીંગળો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, જસ્ત ૧ ભાગ એ ઓસડોનો ખલ કરીને લીબુના રસની ભાવના આપવી, પછી ગાંનડી કરી શરાવમાં નાખી પુટ આપવો પોતાની મેળે ઠંડુ થયા પછી તેમા કપુર, કેશર, તજ તમાલપત્ર, એલચીદાણા, નાગકેશર, મુંડ, જાયફળ, જાવત્રી, એ સર્વ ઊપરના ઓસડોના બેરાબર લેઈ, લીંબડાની અંતરછાલના રસમા ૭ દિવસ ખલ કરવો ફરી તેની ગોળીયો કરી. છાયામા મુકવવી તે સાકર અને માખણમાં આપવી, એટલે વીસ પ્રકારના પ્રમેહ દૂર થઈ સર્વ રોગ દૂર થાયછે શરીર પુસ્ટી થાયછે બલવંધેછે શરીરની કાંતી દીવ્ય થાયછે ૧૦૦ સ્રીયોને ભોગવવાની શક્તિ આપેછે

પુષ્પધન્વા રસ—પારો હીંગા રસસીંદુર ૧ ભાગ, નાગ ભસ્મ ૧ ભાગ, લોહ ૧ ભાગ, અભ્રક ભસ્મ ૧ ભાગ, ધતુરાના બીજ ૩ ભાગ એ ખલમા નાખી જેઠીમધ તથા કાંસાળા સીમલાના ઊકાળાના ભાવનાઓ આપવી પછી સેરડીના રસની ને દૂધની ભાવના આપી વાલપ્રમાણે ગોળીયો કરવી, તેથી સાકર, અને મધમા આપવી, તથા ઊપર દૂધ પીવુ એટલે અનેક સ્રીસ ભોગની શક્તિ આવેછે શરીર કાંતી સારી થાયછે

મહાપુર્ણચંદ્રોધ્ય માત્રા—ગંધક, વાળ, પારો, ટંકણ, નાગભસ્મ, સુવર્ણભસ્મ, તાર માક્ષીક, સુવર્ણ માક્ષીક, મોતી કાંત, બ ।, અભ્રક કસ્તુરી, પોલાદની ભસ્મ, કેશર, ચંદન, કપુર, એ સર્વ સરખા ભાગે લેઈ માલતીના રસમા એક પહોર ખલ કરવો, પછી આદાના રસમાં એક વાલ જેવડી માત્રા આપવી, એટલે કાસ, સ્વાસ, મેદ, કુષ, રક્તોત, રાજ્યક્ષ્મા, એ રોગ દૂર થઈ ધાતુ વૃદ્ધિ થાયછે

હિરણ્યગર્ભ રસ—સુવર્ણભસ્મ, રૌપ્યભસ્મ, તામ્રભસ્મ, પ્રવાળભસ્મ, પારદભસ્મ, ગંધક, મનસીલ, હરતાળ, કડ, એ ઓસડો સરખે ભાગે લેઈ બારીના દૂધમા ખલ કરવો, અને આગવાની કુતડીમા નાખી લઘુપુટ દેવો પોતાની મેળે ઠંડુ થયા પછી ચીણ કરી મુકવું અનુપાન ભેદ કરી બે વાલ આપવુ એટલે વાયુજ્વર વગેરે કફજ્વર વિશેષજ્વર શાંત થસે પથ્ય શ્રીમંતની પેઠે કરવુ મીઠાઈ સારી રીતે ખાવુ પીવુ.

સીંદુરભુષણ રસ—અભ્રક, રસસીંદુર, ગંધક, ટંકણખાર એ સરખા ભાગે લેઈ ધતુરાના રસમાં ખલવાં. અડદ જેવડી ગોળી મધમાં લેવી એટલે ૧૮ પ્રકારના કોઢ, વાયુરોગ, શૂળ, પ્રમેહ, મહાવ્યાધી, દૂર થાયછે. એ ગોળી બારેવાઈ સ્ત્રીનેપણ ઊપયોગી છે.

સીધ્ધલક્ષ્મીવીલાસ રસ—સુવર્ણભસ્મ ૧ ભાગ, રૌપ્યભસ્મ ૧ ભાગ, તામ્રભસ્મ ૨ ભાગ, કાંત ૩ ભાગ, ગજવેલ ભસ્મ ૪ ભાગ, મંડુર ૫ ભાગ, અભ્રક ૬ ભાગ, બંગ ૭ ભાગ, નાગ ૮ ભાગ, મોતી ૧૦ ભાગ, પરવાળાં ૧૧ ભાગ, અને એ સર્વેની બરાબર રસસીંદુર નાંખી જાયપત્રી, ત્રીકટુ, ત્રિફલા, ચતુરજાત કેશર, અને કસ્તુરી, એની સાત સાત જુદી જુદી ભાવના ઓ આપવી, એ માત્રા અડદ જેટલી સાકર અને મધના સાથે આપવી, એટલે ક્ષયરોગ, પાંડુ, કાસ, શ્વાસ, જીર્ણજ્વર, ગુલ્મ, પ્રમેહ, ઈત્યાદી રોગ દૂર થઈ શરીર પુષ્ટ થાયછે.

સીધ્ધસરવેશ્વર રસ—સુવર્ણમાક્ષીક ૧ ભાગ, માક્ષીક ૧ ભાગ, જસ્ત ૧ ભાગ, ગંધક ૧ ભાગ, તામ્ર ૨ ભાગ, ટંકણ ૨ ભાગ, સોનુ ૨ ભાગ, રૂપુ ૨ ભાગ, પરવાળાં ૨ ભાગ, મોતી ૨ ભાગ, હીંગળો ૨ ભાગ, બંગ ૩ ભાગ, લોહ ૩ ભાગ, નાગ ૩ ભાગ, રસસીંદૂર ૩ ભાગ, અભ્રક ૩ ભાગ, રત્નમણી ૩ ભાગ, કાંત ૩ ભાગ, એ સર્વ ઓસડોને જેઠીમધ, તજ, પત્રજ, એલચી, અને ચીત્રકએ દરેકના ઊકાળાની સાત સાત ભાવનાઓ આપવી, પછી નાગરમોથ, વાળો, ત્રિફળા, અરડુસો ગળો કચોરો, કુંવાર, ભોયકહોળુ, દુધેલી ગાયનું દૂધ ધોળી મુસળી, સેરડીનો રસ, એની ભાવના આપી તે ગોળી શરાવમાં નાખી મૃગાંક જેવો પુટ આપવો પછી ફરી કસ્તુરીની બે ભાવનાઓ આપવી, એ માત્રા મધ, તથા પીપરની સાથે બે વાલ આપવી, એટલે મેહ, અર્શ, ગ્રહણી, જલોદર, વાતવીકાર, તાવ, કમળો પાંડુ, કોઢ, ભગંદર, ધાતુક્ષય, અસંતાનપણુ તથા જરા એ સર્વે દૂર થાયછે. કાંતી, બળને વીર્યની પુષ્ટી થાયછે.

લઘુમૃગાંક રસ—પારો ૧ ભાગ, સોનુ ૧ ભાગ, મોતી ૨ ભાગ; ગંધક ૧ ભાગ, ચોથા ભાગનો ટંકણ એ સર્વનો કાંજીમાં એક દિવસ ખલ કરવો, શરાવમાં નાખી મીંઠાથી ભરેલા વાસણમાં નાખી પકાવવું પોતાની મેળે થંડુ થયા પછી ખલ કરી મુકવુ તે ઘી તથા પીપર અથવા મધ પીપરમાં એક વાલ આપવું. એ પણ ક્ષય વગેરે ઊપર ઊપયોગી છે.

ત્રૈલોક્યચિંતામણી રસ—પારો, હીરાનું ભસ્મ, સોનું, રૌપ્ય ભસ્મ, કાંત, અભ્રક, ગંધક, મોતી, શંખ, પ્રવાળ, હરતાળ, મનસીલ, એ સર્વે ઓસડો શોધેલાં અને સરખા ભાગે લેઈ ચીત્રકમુળના ઊકાળામાં સાત દિવસ સારીરીતે ખલ કરવો

પછી આકડાના દુધમા ત્રણ દિવસ ખલ કરવો અને પીળી કોડીયો લઈ તેમાં તે ઔસડ ભરવું પછી આકડાના દુધમા ટંકણ ઘુંટી તે કોડીયોના મોઢાં લીપવાં પછી તે શરાવમાં મુકી ગજપુટ આપવો પોતાની મેળે ઠંડુ થયા પછી તે કોડીઓ સહીત ખલ કરી ચુર્ણ કરવું તે ચુર્ણની સાથે રસસીંદુર અને રસસીંદુરનો ચોથો ભાગ વૈક્રાંત મણીની ભસ્મ નાંખી શરમવાળા મુળના રસની સાત ભાવનાઓ આપવી પછી ચીત્રક મુળના ઊકાળા વડે એકવીસ ભાવના ઓ આપવી પછી આદાના રસ ની સાત ભાવનાઓ આપવી અને તેની ઝીણી કજ્જલી કરી તેનો ચોથો ભાગ ટંકણને ટંકણનો ચોથો ભાગ વછનાગ નાંખવો, તથા મરીપણ વછનાગ જેટલાં નાખવા પછી ભવીમ, શુધ હીંગળ, પીપર, જાયફળ, એ દરેક ઔસડ વછનાગથી ચોથા ભાગનું નાખવું અને તે સર્વ ઔસડ બીજોરાના, તથા આદાના રસમાં ખલવું, તે માત્રા ચાર ચણોઠી ભાર ખાવી, તપર મધપીપર ચાટવી, એ રસ સર્વ રોગ મટેછે અગ્નિ પ્રદીપ્ત થાયછે બળ વધેછે કાંતી વધેછે, ધાતુની વૃધ્ધી થાયછે વીકાર મટેછે, વાયુ, વીદ્રધી, પાંડુ, શુળ, પ્રમેહ, રકતાતીસાર, મેદ, પ્લીહા, જલોદર, અરમરી, સોજો, હુસીમક, ઊદર, મુત્રકૃછ, ભગંદર, તાવ દાહ, કોઢ, ઇત્યાદી સાધ્ય અથવા અસાધ્ય રોગ એ મહીનાક ચી તામળી દુર કરેછે.

રાજ મૃગાંક રસ—ચોખા સોનાની ભસ્મ ૧ ભાગ, રસસીંદુર ॥ ભાગ, તાંબ ભસ્મ ॥ ભાગ, લોહ ॥ ભાગ, બંગ ભસ્મ ના ભાગ, અભ્રક ના ભાગ નાગ ભસ્મ ના ભાગ, મોતી ભસ્મ ૨ ભાગ, પરવાળાં ૨ ભાગ, હીરાની ભસ્મ ૨ ભાગ, એ સર્વની એકઠી કજ્જલી કરી રસસીંદુરના ચોથા ભાગનો ટંકણ નાંખી કાચની સીસીમાં ભરી તે સીસીને કપડ મટી કરી પછી એક મોટલામાં મીઠું ભરી તેમાં તે સીસી મુકવી, અને બે પહોર સુધી બોરના લાકડાનો ધીમો તાપ આપવો. પોતાની મેળે ઠંડુ થયા પછી ઝીણુ કરી સારા ડબામાં અથવા સીસીમા નાંખી તેની પુજા કરવી, અનુપાન પી તથા મધ અને પીપરનું ચુર્ણ નાંખી બે ચણોઠી ભાર માત્રા આપવી, ઊધરસ, સ્વાસ, મંદાગ્ની, ક્ષય, પાંડુરોગ, કફ ક્ષય રોગ, વગેરે ઉપર આપવી

મહારાજ મૃગાંક—શાસ્ત્રમાં કહેલી રીતથી મર્કયુરી મારવો, પછી હીરાની ભસ્મ કરવી, અને રસ સીંદુર, તઇયાર કરવો, તે રસસીંદુર વડે સોનાની ભસ્મ કરવી, તેજ પ્રમાણે રૂપાની ભસ્મ કરવી, તાંબુ, કાંત, નાગ, બંગ, તથા અભ્રક, એ સરખા ભાગે લેવાં પછી મોતીની ભસ્મ સર્વના જેટલી લેવી, અને રસસીંદુરથી બમણુ મર્કયુરી અને ટંકણ ચોથા ભાગનો નાખી જવની કાંજી કરી તેમાં ત્રણ દિવસ ખલવું, તેનો માળો કરી છાંયામાં સુકવવો, તે લોઢા શરાવમાં નાંખી આઠ પહોર અગ્નિ આપવો પછી પોતાની મેળે ઠંડુ થાય એટલે ઝીણો કરી મુકવો

બ્રહ્મદેવ, વીષ્ણુ, શીવ, યોગીની, ભૈરવ, ઇત્યાદી દેવતાઓને નીવેદ આપવો અને ઘીનો હવન કરવો, તે ઓસડ સોનાના કીંવા રૂપાના વાસણમાં મુકવુ અને તેની પુજા કરવી, અને ક્ષયરોગનો નાશ થવા સારૂ એ ઓસડ રાઈ જેટલુ આપવું. અનુપાન મધ કીંવા ઘી અને પીપર, સુઠ, તથા મરી એના ચુર્ણની સાથે આપવું. તે ઉપર તાજું દોહેલું ગાયનું દૂધ આપવું. કીંવા બકરીનુ દૂધ આપવું પથ્ય સારી રીતે કરવુ, એ પ્રમાણે બાર દિવસ સેવન કર્યુ હોય તો ક્ષયરોગ શાંત થાયછે, અને અનેક પ્રકારના સારા ગુણ થાયછે.

રત્ન ગર્ભ પોટલી રસ—રસસીંદુર હીરાની ભસ્મ સુવર્ણ ભસ્મ રૌપ્ય ભસ્મ લોહભસ્મ તામ્રભસ્મ મરીનુ ચુર્ણ મોતીની ભસ્મ, માક્ષીક ભસ્મ, પ્રવાળ ભસ્મ શંખ ભસ્મ એ સર્વે સરખે ભાગે લેઇ ચીત્રકના ઊકાળામાં સાત દિવસ ખલવી, પછી મૃગાંકની કોડીયોમાં ભરી ટકણ વડે મોઢાં બંધ કરવાં, અને શરાખમાં નાંખી ગજપુટ આપવો. પછી તે ઓસડને નગોડના રસની સાત ભાવનાઓ આપવી. આદાના રસની ૭ અને ચીત્રકની ૨૧ ભાવના આપવી, એ ઓસડ ઘી અને ત્રીકટુના ચુર્ણમાં આપવું એટલે રાજયક્ષમા, જ્વર, પાંડુ, રક્ત અતીસાર દુર થાયછે, આ રત્નગર્ભ પોટલી રસ યોગવાહી એટલે જેવું અનુપાન યોજીયે તેવો ગુણ કરે છે.

વસંત કુસુમાકર રસ—સુવર્ણ ૨ ભાગ, રૂપુ ૨ ભાગ, બંગ ૩ ભાગ, શીસું ૩ ભાગ, કાંત ૩ ભાગ, રસસીંદુર ૪ ભાગ, અભ્રક ૪ ભાગ, પ્રવાળ ૪ ભાગ, મોતી ૪ ભાગ, એનો એખઠો ખલ કરી ગાયનું દૂધ, અરડુસો, કમળકંદ, ધોળો વાળો કાળો વાળો, કેળનો કાંદો, એની જુદી જુદી સાત સાત ભાવનાઓ આપવી. શેવંતીના ફુલની સાત ભાવનાઓ આપવી. મોગરાના ફુલની ૭ ભાવના આપવી પછી કસ્તુરીની ભાવના આપી માત્રા તઇયાર કરવી, તે સાકર તથા મધમાં બે ચણોઠી ભાર આપવી. બુદ્ધિ, કામ અને સુખની પ્રાપ્તી થાયછે પ્રમેહ ઊપર ઊપયોગીછે, અને ધાતુવર્ધક પણછે. ક્ષય, કાસ, ઊન્માદ, સર્પવીષ, શુક્રદોષ, પાંડુરોગ, શૂળ, મુત્રાઘાત, અશ્મરી, એ રોગ દુર થાયછે. એઊપર મીષ્ટાન્ન ભક્ષણ કરવું, એટલે અત્યંત કામવૃદ્ધી થાયછે. સો સ્ત્રી ભોગવવાની શક્તિ આવેછે.

ચાંદ્રકલા રસ—પારો, ગંધક, અભ્રક, હીંગળો, કડુ, ગળોનુ સત્વ પીતપાપડો, પીપર, સુખડનો ભુકો, કાવળી, વાળો, ધરાખ, એની ઝીણી કાજળી કરી નાગરમોથ દાડીંમ, રોહીડાનો આંહનો ગરભ, દૂધ, સહદેવી, કુવાર, પીતપાપડો, સબજા તથા શતાવરી એના સારીરીતે રસ તથા ઊકાળા કરી, ભાવનાઓ આપવી. પછી માત્રા બાંધી. જીરૂ, સાકર, તથા દૂધ, એમાંથી

રોગ તથા અવસ્થા જોઈ અનુપાનના સાથે આપવી એટલે નવજ્વર, બળતરા વીશમજ્વર, પ્રદર, મેહ, ભ્રમ, ઉલટી વગેરે રોગોની શાંતી થાયછે

અસ્ટમુર્તી રસ—પારો ૧ ભાગ, હીંગળો ૧ ભાગ, મનસીલ ૧ ભાગ, સોનામખ ૧ ભાગ, હરતાળ ૧ ભાગ, સુરદારની સીંગી ૧ ભાગ, ફટકડી ૧ ભાગ સોનુ ૦॥ ભાગ, રૂપુ ૦॥ ભાગ રસકપુર ૯ ભાગ, ગંધક ૧ ભાગ, એ સર્વની એકઠી કાજળી કરી એટલે ખલ કીધુ પુટી કપડમાટી કરેલી સીસીમા નાખી વાલુકા યંત્રમા પકવવુ અગ્ની સોલ પહોર આપવો, પ્રથમ મંદાગ્ની ૪ પોહર, અને ધીમો ૮ પોહર અને મંદાગ્ની ૪ પોહોર, પછી પોતાની મેળે ઠંડુ થયા પછી શીશીના ગળા ઊપર રસાયન વળગ્યુ છે તે લેઈ મુકવુ, વાતરોગ, સનીપાત, વાયુ અને કફથી ઊત્પન્ન થએલો કાસ તથા સ્વાસ, ઇત્યાદી રોગો ઊપર આપવુ

નારસીંહ રસ—વછનાગ ૪ ભાગ, બંગ ૩ ભાગ, પારો ૧૪ ભાગ, અભ્રક ૧૫ ભાગ, એનો ભાગરાના રસમા ખલ કરવો પછી ચીત્રકના ઊકાળામાં ૧ દિવસ ખુંદવું તથા આદાની ૧ ભાવના આપવી તેનો ગોળો કરી શરાવમા મુકી બે પહોર આગ્ય આપવી, ઠંડુ થયા પછી ફરી ૪ તોલા વછનાગ નાંખી ગાળીયો બાંધવી, એની માત્રા બે વાલ પોજવી, એટલે રાજ્યક્ષમા, ઘણો પેશાબ, વીદ્રધી, સ્વાસ, કાસ, વીશમજ્વર, મુવારોગ શુળ, મેહ, શોક, પાંડુરોગ, તથા ગળાનો રોગ એ સર્વ મટવાવીશે આ નારસીંહ રસ ઘણો ઊપયોગી છે.

વાતીને મગાડનારો રસ—લોહ શંખભસ્મ, અભ્રક, પારો, એ સરખા ભાગે લેઈ કુવાર, ધતુરો, તથા મુંડો, એના રસમા ખલ કરવો, પછી ગોળો કરી તે ઊપર સાત કપડમાટી કરી પુટ આપવો, પછી ખલ કરી મુકવુ બે વાલ ઔષદ અજમો તથા વાવડીંગના ચુર્ણ સાથે મધ નાખી આપવુ તે ઊપર પીંપળાના ખારનુ પાણી પીવુ, એટલે કમી ઊલટી બંધ થાયછે

સ્વછંદભૈરવ રસ—પારો ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, જાયફળ ૦॥ ભાગ એકઠુ કરી તેનાથી અધુ પીપરનુ ચુર્ણ નાખવુ અને ખલ કરવો. પછી અનુપાન પાણીતાહીયો તાવ, સંનિપાત જ્વર વીશુચીકા, વીષમજ્વર, છર્દી જ્વર, મંદાગ્ની, માથાનો રોગ, વગેરે ઊપર આ સ્વછંદભૈરવ આપવો.

અશ્વકંચુકી રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, આમળાં ૧ ભાગ, પીપરી મુળ ૧ ભાગ, નીરવીખી ૧ ભાગ, પીપર ૧ ભાગ, મરી ૧ ભાગ, મરાઠી ૧ ભાગ, વાવડીંગ ૧ ભાગ, પત્રી ૧ ભાગ, લવીંગ ૧ ભાગ, હળદર ૧ ભાગ, દારૂહળદર ૧ ભાગ, વજ ૧ ભાગ, ખોરાસાની અજમો ૧ ભાગ, અજમો ૧ ભાગ, આદાનો રસ ૧

ભાગ, કુંવારનો ગરભ ૧ ભાગ, માલકાં કણી ૧ ભાગ, ગળોનુ સત્વ ૧ ભાગ, જમાલ ગોટા ૨ ભાગ, મનસીલ ૧ ભાગ, ધોળી સુખડ ૧ ભાગ, કવચબીજનો મગજ ૧ ભાગ, લસણ ૧ ભાગ, જેઠી મધ ૧ ભાગ, એવી રીતે ઓસડો ખાંડી કપડછાણ કરી બકરીના દુધમાં પલાલવાં નગોડના ૩ પુટ આપી ગોળીયો મરીપ્રમાણે બાંધવી અનુપાન તથા ગુણ ઘોડા ચોળીના પ્રકરણમાં જોવા.

કામબોધ રસ—કાળા ધંતુરાનાં બીજ ૪ ભાગ, પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ તથા અફીણ ૧ ભાગ, એ ભેગાં વાટી ધંતુરાના રસની ત્રણ ભાવનાઓ આપવી તેની વાલ જેવડી ગોળી મધમાં આપવી ઊતાર લીંબુ, અથવા આદાનો રસ.

સન્નિપાતભૈરવ રસ—વછનાગ ૧ ભાગ, તામ્ર ૧ ભાગ, ગંધક ૧ ભાગ, સોમલ ૧ ભાગ, પારાની કજજલી* કરી નગોડ અને તુલસીના રસની ભાવના આપવી. આ માત્રા તલનીબરાબર આદાના રસમાં આપવી એટલે સન્નીપાત વગેરે દુર થાયછે.

રામબાણ રસ—ગંધક, પત્રીહરતાળ, સોમલ, મનસીલ, વંશલોચન, કાથો, હીંગળો, પીપર એ ઓસડો સરખા ભાગે લેઈ તેનો નાગરવેલના પાનના રસમાં પાંચ પહોર ખલ કરવો તેની ગોળી અડદ જેવડી બાંધવી તે ઘહુનો લોટ તથા ઘીમાં આપવી સાત દિવસ સુધી ખાટુ, ખારૂ, તેલાળુ, ખાવુ નહી-તાઢું પાણી પીવું નહી, તેથી પીત્ત, કફ, ભગંદર, હરસ, ગંડમાળ, શ્વાસ, છાતીનુ ક્ષત, ગુંબડુ, એ રોગ દુર થાયછે.

વાત વીધ્વંશન રસ—પારો ૧ ભાગ, ગધક ૧ ભાગ, શીસાની ભસ્મ ૧ ભાગ, વંગ ભસ્મ ૧ ભાગ, લોહ ભસ્મ ૧ ભાગ, તામ્ર ભસ્મ ૧ ભાગ, અભ્રકનીશ્ચંદ્ર ૧ ભાગ, પીપર ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, સુઠ ૧ ભાગ, મરી ૧ ભાગ, વછનાગ ૪॥ ભાગ, એ ઓસડો એકઠાં કરી તેને સુંઠ, મરી, પીપર, એના ઊકાળાની ત્રણ ભાવનાઓ આપવી, ત્રીફલાની ત્રણ ભાવના, તથા ચીત્રક, ભાંગરો, આદુ, નગોડ આકડાનું મુળ, અડકલગરો, ભોંયઆમળાં, લીબુ, એ દરએકની ત્રણ ત્રણ ભાવના આપવી, તે માત્રા બે ચણોઠી ભાર રોગ પ્રમાણે અનુપાનની સાથે આપવી, એ, ટલે વાયુ, શુળ, કફરોગ, સંગ્રહણી, સન્નિપાત, અપસ્માર, સીતપીત્ત, પ્લીહોદર સુતીકાના વાયુરોગ, એ સર્વ દુર થાયછે.

ત્રિપુર ભૈરવ—આફળી ૪ ભાગ, સુઠ ૪ ભાગ, મરી ૪ ભાગ, ટંકણ ૪ ભાગ, વછનાગ ૧ ભાગ એ સર્વનુ એકઠુ ઝીણુ ચુર્ણ કરી મુકવું તે વાયુઉપર આપવું.

વાતારી રસ—અફીણ તથા ઊંચુ જેહેર કોચલું તથા મરી એ ઓ-

---

* કજજલી એટલે જે ઓસડો કાજળીનીપેઠે બારીક કરવાતે.

સરો, નવા તથા સરખે ભાગે લેઈ ઝીણા કરવા, ગોળીયો ઝીણી બાંધી તેમાંથી દીવાપા ચુનાના સાથે આપવી, તે ઊપર પાનનું બીડું ખાવું એટલે ખાંસાપણું, સન્ધ પણું, મમસી વાયુ, આમવાયુ શૂળ, કફ મીશ્રીત વાયુ, સોજો, કંપ વાયુ, પ્રતાન ક વાયુ, વીશુચીકા, અરૂચી, અપસ્માર, તથા મદશુળી, એસર્વ રોગોઊપર આપવો.

નરસીંહવડવાનળ રસ—પીપરી મુળ, સુંઠ, મરી, પીપર, ચીત્રક, લસણ, સાજીખાર, જવખાર, પાપડખાર, ત્રિફલા, અજમો, અકુરસો, અજમોદ, કોસ્ટ ઊનાળી, પાહાડ મુળ, મીઠું સુરણ, ખારૂ સુરણ, કાકવેલ, કરિઆતુ, રેવાચીની ચીરૂ, શાહજીરૂ, લેંડી પીપર, એ સર્વ સરખા ભાગે અને હાતી મુળ, સર્વની બરાબર તથા પંચ લવણ, લેંક, ઊદ્ભિજ્જ, એ સર્વ સરખા ભાગે નાખીને નેપાળો સર્વની બરાબર અને મોળ સર્વથી બમણો નાંખી ગોળીયો બોરનાળીયા જેવડી બાંધવી. દરરોજ એક એક ગોળી ગરમ પાણીની સાથે આપવી, એટલે આઠ પ્રકારના ઊદરરોગ પાંચ પ્રકારના ગુલ્મ, પાંડુ રોગ, સોજો, કમળો, ત્રણસે શૂળ, એંશી વાયુના રોગ અઢાર કોઢ, વીસ પ્રમેહ, અસ્મરી ઊદાવર્ત, મુત્રકૃછ, હરસ, અંતરગળી અરૂચી, તાવ, હીરમ વીકાર, વીશમજ્વર, એટલા રોગ દુર થાયછે

વાતરાક્ષસ રસ—પારામા મારેલુ સોનું ૧ ભાગ, રસસીંદુર ૧ ભાગ, ગંધક ૧ ભાગ, હાત ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, સારૂ શુદ્ધ કરી મારેલુ તાંબુ ૧ ભાગ, એ એકઠાં કરી સારીરીતે ખરલી, ચીત્રક, નગોડ અરડુસો, એના રસમા ત્રણ ત્રણ દિવસ ખલ કરી શરાવમાં નાખી ૭ ફીવા ૮ આગાયા છાણાંનો હલકો પુટ આપવો થંડુ થયા પછી ચુર્ણ કરી મુકવુ, એ ઓસડ ચણોઠી ભાર ઘરતા અનુપાનથી આપવુ તેથી વાયુ રોગ, ઊરૂસ્તંભ, વાતરક્ત, આગ્નમંદ, ધનુર વાયુ, પક્ષધાત, કફવાયુ, સંધીગત વાયુ સુનું તથા બેહેરાપણુ, શૂળ, ઊનમાદ, એ રોગ દુર થાયછે

લઘુવાત વીધ્વંસ—પારો, ગંધક પારાથી ચોથા ભાગ, વછનાગ ભાગ ૧૬ ભાગ એનો ખલ કરો, ચીત્રક મુળના ઊકાળાની ભાવના આપવી, એ માત્રા ૧ વાલ આપવી આક્ષાવાત, આમવાયુ, હાતપેરી નપેરો, સવ શરીર તાડુ પડેલુ પ્રત્યાદિ રોગમા ગરેછે

કલ્પતરૂ રસ—રોપ્ય ભસ્મ ૧, પારો ૧ માક્ષીક ૧, ટંકણખાર ૧, હીંગળો ૧, મનશીળ ૧, ગંધક શુદ્ધ ૨, તાંમ્ર ૨, સોઢ ૨, એ સર્વ ઓસડ એકઠાં કરી તેનો લીંબુના રસમા ખલ કરવો અને સુધપુટ આપવા, અને ત્રણ માસા કમાયચીનીના ચુર્ણે માંએક ચણોઠી ભાર માત્રા આપવી, અનુપાન ઊન્ડુ પાણી, એથી પણી પ્રકારના કોઢ, ઊંદુબર કોઢ, જપટ તથા ક્ષયજ્વર, ધાતુગત જ્વર, એ ઉપર મધ પીપરના સાથ આપવી, અને શુળ, આમવાયુ, શુતીકાવાયુ, ઊંમાદ, પાડુરોગ, એ ઉપર દારૂ અને ગોળ, એમા આપવી એથીના બીજા રોગમા ઉપર આદાના રસમા આપવી

લક્ષ્માવીલાસ રસ—પારો ૧ લોહ ૧ અભ્રક ૧ ગંધક ૧ મનશીલ ન સોનુ ન એ એકઠાં ખલ કરી ત્રીફલા, ક્ષીરવીદારી, એના રસ વડે ખલ કરવો તેમજ જેઠીમધ, સાવરીની છાલ, એના ઊકાળાની ભાવના આપી લોંદો કરવો, તે એરંડાના પાનમાં વેટી ત્રણ દીવસ ચોખાના ઢગલામાં દાઢી સુકવો ચોથે દિવસે કાઢી લેવો તેની માત્રા ચાર ચણોઠી ભાર, મધ તથા ત્રીફલાં કીંવા મધ અને પીપરમાં આપવી એટલે ક્ષય, કાસ, પાંડુ, હેડકી, વ્રણ, રાજયક્ષ્મા, હલીમક, અપસ્માર, ઇત્યાદી રોગ દૂર થાયછે.

મહાલક્ષ્મી વીલાસ—સોનુ ૧ રૂપુ ૧ અભ્રક ૧ તામ્ર ૧ મંડુર ૧ વંગ ૧ કાંત ૧ લોહ ૧ નાગ ૧ મોતીક ૧ એ સરવે જેટલુ રસભસ્મ કીંવા રસસીંદુર સહરહુ ઓસડોની એક ઠેકાણે કાજળી કરી મધ નાંખી ખલ કરવો, પછી તેનો ગોળો કરી ત્રણ દીવસ આકરા તડકામાં સુકવવો અને શરાવમાં મુકી પુટ આપવું, પછી ચીત્રકના ઊકાળા વડે આઠ પહોર ખલ કરવો એટલે રસ તૈયાર થયો, તેથી ત્રીદોષથી ઊત્પન્ન થયેલો ક્ષય, પાંડુરોગ, કમળો, સર્વે પ્રકારના વાયુ, શોફ, પ્રમેહ, ધાતુક્ષીણપણુ, શુળ, કોઢ, અગ્નિમંદ, તાવ, સ્વાસ, કાસ એટલા રોગો દૂર થઇ તરૂણપણુ પ્રાપ્ત થાયછે.

પ્રમેહ દરપહારી રસ—રસસીંદુર ૧ રોપ્ય ભસ્મ ૧ વંગ ભસ્મ ૧ કાંતભસ્મ ૧ અભ્રક ૧ એ સર્વ ઓસડો ખલમાં નાંખી નાગરમોથ તથા ત્રીફલાના ઊકાળામાં ખલ કરવો, સર્વ પ્રકારના પ્રમેહ ઉપર એ માત્રા બે વાલ સાકર અને મધમાં આપવી.

પૂર્ણચંદ્રોદય રસ—પુતળીયાના સોનાનો છાલ તોલા ૪ પારો તોલા ૩૨ ગંધક તોલા ૬૪ એની કાજલી કરી રાતા કપાસના ફુલના રસમાં ખલ કરવો, પછી કુવારના રસમાં ખલવુ, પછી કપડમટી કરેલી સીસી લેઇ તેમાં તે કાજળી શીશીમાં અરધી સીસી સુધી ભરવી, પછી વાલુકા યંત્રના વીશે મુકી ત્રણ દિવસ અગ્નિ આપવો, પોતાની મેળે થંડુ થયા પછી સીસીના ગળા એ જે રાતા-વર્ણો રસ લાગેછે તે કાઢી લેવો પછી પૂર્ણચંદ્રોદય તોલા ૪ ભીમસેની કપુર તોલો ૧ જાયફળ, સુંઠ, મરી, પીપર, લવીંગ, કસ્તુરી એ ત્રણ ત્રણ માસા નાંખી નાગરવેલના પાનના રસમાં અડદ જેવડી ગોળીયો બાંધવી, તે ખાવાનું શાસ્ત્રમાં કહેલુ પાનનુ બીડુ તૈયાર કરી તેમાં નીત્ય એક ગોળી ખાતા જવી, એટલે ચાહે તેવી મદોન્મસ્ત સ્ત્રી હોય તો તેને સમયેવીના પણ શીથીલ કરી શકેછે, ગોળી ખાદા પછી ઉપર કઢેલુ દુધ પીવુ માંસ ભક્ષણ કરવુ, આડા ખાવા, નવી અનાજ તથા મીષ્ટાન્ન ભક્ષણ કરવુ.

શંખદ્રવ રસ—શીંધાલોણ ૫, સંચળ ૫, વડાગરૂ ૫, લવણ ૫, સાવરી-

મીઠું ૫, મીઠું ૧૮, મોરથુથુ ન પાશેર, ફટકડી તોલા ૯ તથા નવસાગર ૪ાા, હીરાકસી રાા, રસકપુર રાા તોલા, સાજીખાર ૧૯, સોરો ન પાવશેર એ સર્વ એકઠું કરી ઊર્ધ્વ નળીકા યંત્ર વડે અરક કાઢવો, તે શંખદ્રવ, ગુલ્મ, ઉદર, શુળ, આશમરી, મુત્રકૃછ, અગ્નિમંદ, સંગ્રહણી ઈત્યાદી ઉપર આપવો, એમાં માત્રા નાયક ગુણાકે આગ પાણી અને આ એકજ છે

દ્વીતીય શંખદ્રાવ—સોરો ૧ પારો ૨ ફટકડી નઉટાંક, અને મીઠું ૪ાા શેર ત્રણે ઓસડો હાંડલામાં નાખી તેનું મોં હાંકી અરક કાઢવો, અથવા ૧ શીશીમાં ભરી તેને બીજી સીસી જોડવી, અને આડાવડે બેઉ સીસીના મોં સાંધવા, અગ્નિ ૧ પહોર આપવો, તરત ખોલવા લાગે, એટલે ચુલા ઉપરથી ઉતારવું તેના ગુણ પહેલા કહ્યા પ્રમાણે જાણવા એ ઓસડ દેવું પડે તો સુઆના પુષ્પમાં કાંવા પાણીમાં આપવું

પ્રતાપ લંકેશ્વર રસ—પારો ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, ગંધક ૧ ભાગ, શીંગડ્ક ૧ ભાગ, લોહ ભસ્મ ૧ ભાગ, શંખભસ્મ ૪ ભાગ, આરણા છાણનું ભસ્મ ૮ ભાગ, વછનાગ એકઠા કરી, ભાંગરાના રસમાં ખલ કરી એક વાલ પ્રમાણે ગોળીયો કરવી, અને આદાના રસમાં અથવા બીજુ અનુપાન યોજી આપવી, એટલે જાણ ખેશી જાય છે તે, તથા પ્રસુતીવાયુ તથા વાયુરોગ, શ્લેષ્મરોગ, આર્દરોગ સન્નિપાત, વાત એ સર્વ રોગ દુર થાય છે

શુતશેખર રસ—પારો ૧ સોહ ૧ ટંકણ ૧ વછનાગ ૧ સુંઠ ૧ મરી ૧ પીપર ૧ ધતુરાના બી ૧ ગંધક ૧ તામ્ર ભસ્મ ૧ તજ ૧ તમાલપત્ર ૧ એલચીદાણા ૧ નાગકેશર ૧ શંખ ભસ્મ ૧ વેલકાચરી ૧ કચોરો ૧ એ ઓસડો સરખા ભાગે લીધા પછી ભાંગરાના રસમાં એકવીસ દીવસ ખલ કરવો, પછી તેની ગોળીયો ચણોઠી પ્રમાણે આપવી, અનુપાન ઘી તથા મધ કીંવા દુધ પતાસા, પોચવા, તેથી અમ્લપીત્ત, ઉલટી, શુળ, ગુલ્મ, કાસ, સંગ્રહણી, અતીસાર, હેડકી, ક્ષય, પીત્તરોગ દુર થાય છે

અગ્નિસુત રસ—કોડી ભસ્મ ૧ ભાગ, શંખભસ્મ ૨ ભાગ, પારો તથા ગંધકની કાજળી ૧ ભાગ, મરી ૩ ભાગ, એ ઓસડો લીંબુના રસમાં ખલ કરી ગોળીયો વાલ જેવડી બાંધવી, તેથી અગ્નિમંદ, સંગ્રહણી, શુળ, અજીરણ, તથા પ્રમેહ, એ ઉપર આસમાં આપવી, ક્ષયને સાકર તથા ઘીમાં આપવી, મધ પીપરના સાથ આપી હોય તો સ સંગ્રહણી બીમાર દુર થાય છે

ત્રીપુર ભૈરવ—ગંધક તોલા ૩૦ પારો તોલા ૧૦ હીંગળો ૧૦ નવસાગર ૧૦ રસકપુર ૧ તોલા ફટકડી ૧ એ સર્વ ઓસડોની કાજળી કરી પૂર્ણ ચંદ્રોદયની પેઠે ભઠી લગાવી રસાયણ તૈયાર કરવું તેને અગ્નિ ૧૬ પહોર પક્ષઘાત, વગેરે વાયુ, ઉપદંશ, ઊપર અનુપાનની યોજના કરી આપવું

સમીરપન્નગ—પારો ૧૦ ભાગ, ગંધક ૧૦ ભાગ, સોમલ ૧૦ ભાગ, હરતાળ ૧૦ ભાગ, એ ઓસડોની કજ્જલી કરી વાળુકા યંત્રમાં અગ્નિ આપવો, આ રસ શ્વાસ, કાસ, વગેરે ઊપર ઘણો ઊપયોગી છે.

પીયુષાદ્દિવટી—વછનાગ ૧ ભાગ, કેશર ૧ ભાગ, જાયફલ ૧ ભાગ, મરી ૧ ભાગ, જાવંત્રી ૧ ભાગ, લવીંગ ૧ ભાગ, અકલકારો ૧ ભાગ, તેલીયો ટંકણખાર ૨ ભાગ, કસ્તુરી ૧ માસો એ સર્વ આદાના રસમાં ખલ કરી વટાણાજેવડી ગોળીયો બાંધવી. સરદી, ઊદ્રસ, અજીરણ, વગેરે ઊપર નાગરવેલના બીડામાં આપવી જેને તાઢા પાણીએ નાહાણીં સહન નથાતું હોય તેને આ ગોળી ઘણી ઊપયોગી થશે.

આશ્વનીકુમાર માત્રા—વછનાગ ૧ ભાગ, મરી ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, ત્રીફલા ૩ ભાગ, પીપરીમુલ ૧ ભાગ, પીપર ૧ ભાગ, અફેણ ૧ ભાગ, નેપાળાના બી ૧ ભાગ, હરતાળ ૧ ભાગ, ટંકણખાર ૧ ભાગ, લવીંગ ૧ ભાગ એ ઓસડનુ ચુર્ણ કરી તેમાં પારો ૧ ભાગ તથા ગંધક ૧ ભાગ એની કાજળી મેળવી ખલ કરવો, પછી ગાયના આરધા શેર દુધમાં ઘોટવુ સુકુ થાયે એટલે તેમાં અરધો શેર ગોમુત્ર નાંખી ફરી ખલ કરવો, એપ્રમાણેં ભાંગરાના રસની ભાવના આપી તેની ચણ્યાજેવડી ગોળીયો કરવી, એ રસાયણ અનુપાન યોજી સર્વ રોગઊપર આપવું.

ગંધક રસાયણ—શુદ્ધ ગંધક લેઈ તેને ગાયના દુધની ૧ ભાવના તથા ચ્યાતુર જાતનો ઊકાળો ૧ ભાગ તથા ભાંગરાનો રસ ૧ ભાગ એની ભાવનાવો જુદી જુદી એક એક આપવી, શેવટે આદાના રસની એક ભાવના આપી એક માસાજેવડી ગોળીયો કરી સુકવવી, તેમાથી એક ગોળી સાકરની સાથે આપવી એટલે મંદઅગ્નિ ચળ, ખસ, વીશદોષ, પાંડુરોગ, અંતરગળ, (વધ્રાવળ) જીરણજ્વર, સર્વપ્રમેહ, આમવાયુ, ધાતુક્ષય, શુળ, કોષ્ટગત રોગ, અઢારકોઢ, ક્ષય એ રોગ દુર થઇ ધાતુની વૃદ્ધિ થાયછે. તથા બલની પ્રાપ્તી થાયછે.

વડવાનળ રસ—ચોખો હરતાળ ૧ ભાગ, પારો ૧ ભાગ, શીશાનુ ભસ્મ ૨ ભાગ, ચોખો ગંધક ૨ ભાગ, મરી ૧૬ ભાગ, એનુ ચુર્ણ કરી તે નીત્ય એક ચણોઠી ભાર ઘીમાં આપવી એટલે વીશુચી સર્વ પ્રકારના શુળ, પ્લીહ, ઊદર, ગુલ્મ, સગ્રહણી, શ્વાસ, ઊદ્રસ, કફ, વાયુ, અગ્નિમદ ઇત્યાદી સર્વ રોગ દૂર થાયછે.

શ્વાસકુઠાર—પારો, વછનાગ, મરી, ટંકણ, મનસીળ, ગધક એ ઓસડો સરખા ભાગે અને મરી આઠ ભાગ, સરવ એકઠુ કરી. ૬ ભાગ સુંઠ, મરી, પીપર એનુ ચુર્ણ નાંખી એક પહોર ખલ કરવો, પછી શરાવમાં નાંખી નાહાનુંશું પુઠ

આપવુ તે ઓસડ ચણોઠી ભાર નાગવેલના પાનનીસાથે આપવુ એટલે શ્વાસ, કાસ, અગ્નિમંદ, ફેફરો, સનિપાત, અપસમાર વગેરે દુર થાયછે

ઉદયભાસ્કર રસ—પારો ૧ ભાગ, ગંધક ૨ ભાગ, તામ્રભસ્મ ૮ ભાગ, મનસીલ ભસ્મ ૨ ભાગ, હરતાળ ભસ્મ ૩ ભાગ, મરી ૪ ભાગ, થોથો વછનાગ ૨ ભાગ, એ ઓસડો ખલમા નાખી, નગોડ, આદુ, ભાંગરો, તથા જયસી તળસી, એ દરએકના રસમા સાત સાત દિવસ ખલ કરી ગોળીયો મગ જેવી બાંધવી તે અનુપાન પ્રમાણે સર્વ રોગોપર આપવી

ગરભપાલ રસ—સુંઠ ૧ ભાગ, મરી ૧ ભાગ, પીપર ૧ ભાગ, તજ ૧ ભાગ, તમાલપત્ર ૧ ભાગ, એલચી દાણા ૧ ભાગ, ધાણા ૧ ભાગ, જીરૂ ૧ ભાગ, શાહજીરૂ ૧ ભાગ, ચવક ૧ ભાગ, હરાંમ ૧ ભાગ, દેવદાર ૧ ભાગ, શીસા ભસ્મ ૧ ભાગ, વંગભસ્મ ૧ ભાગ, હીંગળો થોથો ૧ ભાગ, લોહ ભસ્મ ॥ ભાગ, એ સર્વ ઓસડો એકઠા કરી વીષ્ણુકાંતના રસમા સાત દિવસ ઘોટવા પછી માત્રા ચણોઠી ભાર દરાખના ઉકાળાનુ અનુપાન પ્રમાણે બારેવાડ માને પેહેલા મહિનાથી તે નવ મહિનાસુધી આપવી એટલે ગરભવતીના સર્વ રોગ દૂર થશે

બાલસુર્યોદય રસ—પારો ૧ ભાગ, હીંગળો ૨ ભાગ, ગંધક ૩ ભાગ, કલ ખાપરી ૮ ભાગ, તામ્રભસ્મ ૨ ભાગ, અભ્રકભસ્મ ૮ ભાગ, એ ઓસડો ખલમાં નાખી કુવારના ગોળ પુરો આપવો અને આદાના રસનીપણ તેટલીજ ભાવનાઓ આપવી મગ જેવી ગોળીયો કરવી, તે દુધ ઘી નઈ એમા આપવી એટલે સનિપાતજ્વર, જીરણજ્વર, પાંડુ, ઉલટી, અગ્યાર પ્રકારના ક્ષય, ભગંદર, હરસ, વાયુ, ઉનમાદ, કમળો ઇત્યાદી સર્વ રોગ દુર થાયછે

લોકનાથ રસ—કોડીભસ્મ ૧ ભાગ, મંડુર ૧ ભાગ, ગળવેલ ના ભાગ, પારો ના ભાગ, ગંધક ના ભાગ, એ ઓસડોની ત્રણ દિવસ કાજળી કરી સારીના રસમા ખલ કરવો પછી કાંટેસીના રસની ભાવનાઓ આપવી પછી આકડમૂળ, સાતવળી, ચીત્રામુળ એની ભાવના આપી ગોળો કરી તડકામા સુકવવો સાજે શરાવમા મુકી કુકર પુટ આપવુ ઠંડુ થયા પછી ફરી ખલ કરી તે ભોરણુ જ મરીનુ ચુર્ણ તેમા નાખવી પછી નાગરવેલના પાન, આદુ, ગોખરુ, નગોડ, સરસવાનુ મુળ, નીફલા એની એક એક ભાવના આપી છાયામા સુકવવુ એ ઓસડ એક માસો લેઈ મધમા આપવો એટલે દાવવાનુ પીનથી ઉતન થએલી વ્યાધી, શ્વાસ, કાસ, મલ્લી, પાંડુ, દાસીમંદ એ રોગ દુર થઈ અગ્નિ પ્રદીપ્ત થાયછે, વીર્ય વૃદ્ધિ થાયછે

દીપકુમાર—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, તામ્રભસ્મ ૧ ભાગ, લોહ ૧ ભાગ,

કાંતભસ્મ ૧ ભાગ, ગજવેલભસ્મ ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, મંડુર ૧ ભાગ, વંગભસ્મ ૧ ભાગ, હીંગળો ૧ ભાગ, હરતાળભસ્મ ૧ ભાગ, કોડીભસ્મ ૧ ભાગ, ટંકણખાર ૧ ભાગ, પીપરનું ચુર્ણ ૨ ભાગ, એ ઓસડોનો કાઠાસાવરીના ઊકાળામાં ખલ કરી પછી લીબુના રસમાં સાત દિવસ ખલ કરવો. નાગરમોથ તથા દેવદાર એના ઊકાળામાં ત્રણ દિવસ ખલ કરવો પછી અડદ જેવડી ગોળી સાકર તથા મધ ઘી એમાં આપવી, એટલે રાજયક્ષ્મા, ક્ષય, પાંડુ, કમળો, મધુમેહ, ઇક્ષુમેહ, વાયુમેહ, ઊદર, કાસ, શ્વાસ, રક્તપ્રદર, ગુલ્મશુળ, ઇત્યાદી રોગ દુર થાયછે.

ચતુરમુખ રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, લોહ ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, સોનુ ૫ તોલા, સર્વ ઓસડો ખલમાં નાંખી કુંવારના રસમાં ખલ કરવો પછી તેની ગોળી બાંધી એરંડાના પાનમાં વેટી ત્રણ દિવસ અનાજના ઢગલામાં દાટી સુકવો, પછી કાઢી સર્વ રોગોઊપર તેનો ઊપયોગ કરવો. અનુપાન ત્રીફલા મધ, કીંવા બીજુ ઊત્તમ પ્રકારનુ યોજવું. અગ્યાર પ્રકારના ક્ષય, પાંચ પ્રકારના કાસ, કોઢ, પાંડુરોગ, પ્રમેહ, શુળ, સ્વાસ, મેદારોગ, મદાગ્ની, હેડકી, અમ્લપીત્ત, એણ એટલાં રોગ સારા થઈ શરીરની પુસ્ટી તથા પુત્રની પ્રાપ્તી થાયછે.

પ્રમેહ ગજકેસરી રસ—કાંતભસ્મ ૧ ભાગ, નાગભસ્મ ૧ ભાગ, વંગભસ્મ ૧ ભાગ, અભ્રક ભસ્મ ૪ ભાગ, શીલાજીત ૫ ભાગ, તરવડાના ફુલોનુ કેશર ૬ ભાગ, એ સર્વ એખઠા કરી લીંબુના રસમાં ઘોટવા અને તે માત્રા અડદ બરાબર સાકર ઘી તથા મધ એનીસાથે આપવી એટલે પ્રમેહ, અંગ બળતરા, મુત્રકૃછ, અશ્મરી, સાંદ્રમેહ, લાલામેહ, પીતમેહ, ઇત્યાદી મુત્ર વીકાર બંધ થાયછે.

પ્રળય કાળાગ્ની રસ—હીંગળામા એલો પારો ૧ ભાગ, શુધ્ધ ગંધક ૧ ભાગ, અભ્રક ૨ાા ભાગ, ગોદંતી હરતાળ ૨ાા ભાગ, મનશીળ ૩ ભાગ, ટંકણ ૨ ભાગ, કળખાપરી ૬ ભાગ, નેપાળો ૧ ભાગ, વછનાગ ૨ ભાગ, હીંગળો ૨ ભાગ, લોહ ૧ ભાગ, તામ્ર ૧ ભાગ, એ સર્વ ઓસડો આકડાના દુધમા ખલની અંદર ઘોટવા પછી નગોડ, ચીત્રક, કોસ્ટ, લીબુ, કારેલી, એના ઉકાળામાં જુદી જુદી એક એક ભાવના આપવી, પછી તે ઓશડોનો લોદો કરી તાંબાનાં ડબામાં નાંખી કપડમઠી કરી વાળુકા યંત્રમાં મુકવું, અને બે પહોર આંચ આપવી થડ થયા પછી ઝીણું કરી તેમાં ગંધક, હરતાલ, વચનાગ તથા હીંગળો એ એક એક ભાગ નાંખી પંચકોલના ઊકાળા વડે બે પહોર ઘોટવું પછી દશમુળોના ઊકાળામાં ત્રણ દીવસ ઘોટવુ તેની ગોળી વાલ બરાબર કરવી. તે વીશમજ્વર ઊપર ખારેકના બીમાં, તથા સામાન્યે જ્વર ઊપર આદાના રસમાં તથા બીજા જ્વરઊપર અનુપાનની યોજના કરી આપવી, બળતરા ઘણી થાયે તો, દુધભાત ખાવો. દહીભાત તથા દાશભાત ખાવો, પાનનુ બીડુ ખાવુ, ચંદન ચોપડવુ, કુવા તથા તળાવમાં નહાવું.

મદન કામેશ્વર રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, અફીણ ૧ ભાગ, એ ખલમા નાંખી નાગરવેલના રસમાં એક પહોર ખલ કરવો અને વાલ જેવડી ગોળીઓ કરવી, તેમાથી એક ગોળી સાંજે સાકરની સાથે ખાવી તેઉપર જમવું નહી સેરાદ દુધ માત્ર પીવું ઊતાર લીંબુનું શરબત પીવું

ઈછાભેદી રસ—પારો ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, મરી ૧ ભાગ ગંધક ૧ ભાગ સુંઠ ૧ ભાગ, નેપાળો શુદ્ધ કરેલા ૧ ભાગ એ સર્વને લીંબુના રસમાં ખલ કરી માત્રા કરી મુકવી તેમાંથી વાલ જેટલી આપવી, અને તે ઊપર જેટલા ટોમટા લેશે તેટલા જુલાબ થશે, આ રેચક તાવ વગેરે ઉપર ઘણું સારૂં છે

શંખવટી—આમળીના ફોતરાની રાખ તોલા ૪ પંચલવણ* સર્વ મળી તોલા ૪ એ ખરલમા નાંખી લીંબુના રસમા પલાળવા પછી શંખના કકડા તોલા ૪ લેઈ તે એવા તપાવવા કે હાથથી તેનો ભુકો થાય, તે લીંબુના રસમા બોળાવવા, પછી સર્વનો એકઠો ખલ કરી તેમા હીંગ ૧, મરી ૧, સુંઠ ૧, પીપર ૧, વછનાગ માસા ૩, પારો માસા ૩, ગંધક માસા ૩ નાખી સીધો ખલ કરવો, ને તેહની બોરના ઠળીયા જેવડી ગોળીઓ કરવી, તે ગોળી લીધાથી અગ્નિમંદ થકે ઉત્પન્ન થએલાં રોગો એક ક્ષણમાં દૂર થાયછે તેમજ શુળ, ક્ષયે, ઇત્યાદી રોગો પણ નાશ થમા-ડીએ શંખવટી પોતાના ઊપકાર વડે હમેશા લોકોનું કલ્યાણ કરે છે

પ્રદર રીપુ રસ—પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, તામ્રભસ્મ ૧, રસાંજન ૩ ભાગ, લોહ ૧ ભાગ, એ સર્વ અરડુસાના પાનના રસમાં ખલ કરી તેની બે વાલ પ્રમાણે ગોળી મધમા આપવી, એટલે ઘણા દીવસનું કષ્ટસાધ્ય પ્રદર હોય તો પણ આરામ થાયછે

બોલબધરસ—ગળોનું સત્વ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, પારો ૧ ભાગ, હીરા-બોળ૩ભાગ, એકઠા સાબરીના ઊકાળામાં ઘુટી તેની ત્રણ ત્રણ માસાની ગોળીઓ બાં-ધવી તે મધમાં આપવી એટલે પ્રમેહ, પ્રદર, મુત્રકૃચ્છ, પાણવી ઇત્યાદિ રોગો જાયછે.

મલ્લ સીંદુર રસ—પારો ૯ ભાગ, રસકપુર ૯ ભાગ, સોમલ ૪ ભાગ, ગંધક પા ભાગ, એ સર્વ એકઠા ખરલમા એકઠા ઘોટી કરી કપડમટી કરેલી શીશીમાં ભરી વાલુકા યંત્રમા ૧૬ પહોર અગ્નિ આપવો, પોતાની મેળે ઠંડુ થયા પછી રસ કાઢી લેવો, એ રસ યથાસ્ત પ્રમાણે અનુપાન વડે સેવન કરવો હોય તો સર્વ વાયુ તથા સન્નિપાત વગેરે મટાડેછે

* પંચલવણ સાંધાલુણ, સંચળ, વાગડ બીડ ને ગસીઆર.

સુતીકા ભરણ રસ—સોનુ, રૂપુ, તાંબુ, પરવાળ, એના ભસ્મો, પારો, ગંધક, અભ્રક ભસ્મ, હરતાલ, મનશીલ, સુંઠ, મરી, પીપર, હરડે એ સરખા ભાગે લેઈ આકડાના દુધમા ખલ કરવો, અને ચીત્રક મુળના ઉકાળાની ભાવના ૧ તથા સાટોડીના રસની ૧ ભાવના આપી ભુધર યંત્રમાં ગજપુઠ આપવું પોતાની મેળે થંડુ થયા પછી કાઢી લેવુ તેમાંથી અરધી ચણોઠી ભાર ઘટારત અનુપાનની સાથે આપવું એટલે ચાહે તેવો સુવારોગ તથા ઘણુ કરી ધનુરવાત તેમજ ત્રીદોષથી થયેલી વ્યાધીનો નાશ કરેછે, તે ઉપર પથ્ય ઇચ્છા પ્રમાણે ભોજન કરવું.

પ્રતાપ અગ્નિકુમાર રસ—પારો, તામ્ર, ગંધક, વછનાગ, મરી, સુંઠ, ત્રણ ખાર, પંચલવણ, એનો આદાના રસમાં ખલ કરી કાંચની શીશીમાં ભરવું. અને વાલુકા યંત્રમાં ધીમા તાપે એક દીવસ પકવવું, પોતાની મેલે થંડુ થયા પછી તેમાં દસમા ભાગનો વછનાગ નાંખી ખલ કરવો, તેમાથી એક ચણોઠી પ્રમાણે માત્રા આદાના રસમાં શન્નિપાત ઉપર આપવી તેથી સર્વ વાયુ વીકાર દૂર થશે.

લક્ષ્મી નારાયણ રસ—શુધ્ધ કરેલો ગંધક, ટંકણ, વછનાગ, હીંગળો, હરડો, અતીવીખની કળી, કાળોકુડો, અભ્રક, સીંધાલોણ, એ ઓસડો સરખે ભાગે લેઈ ખલમાં ઝીણા કરવા, અને દાતીના મુળનાં ઊકાળામાં તથા ત્રીફળાના ઉકાળામાં ત્રણ દીવસ ખલ કરવો, તેમાથી બે વાલ માત્રા આદાના રસમાં આપવી એટલે તાવ, શન્નિપાત, આચકી, વીશમજ્વર, અતીસાર, ગ્રહણી, આમ, રક્ત, પ્રમેહ, શુળ, તથા સુતીકા વાયુ, એ સર્વેનો નાશ કરેછે, પથ્ય મીષ્ટાન્ન ભક્ષણ કરવુ તેલ લગાડી નહાવું. કપુર લગાડેલું પાણી પીવું. ફુલ, પીલાચંદનનો ઉપભોગ લેવો. નારીએળનુ પાણી પીવું. સ્રીનુ સંગ પણ ઇચ્છા પ્રમાણે કર્યો છતા પણ ગુણ કરેછે.

કામેશ્વર રસ—જાયફલ, અકલકરો, કાળાધતુરાના બી, જાઈનુ ફુલ, અફીણ, વછનાગ, હીંગળો, એ ઓસડો, સરખા ભાગે લેઈ ઝીણા કરવા અને ખસખસના ઊકાળામાં ખલ કરવો, તેની એક ચણોઠીપ્રમાણે ગોળી કરી સાકરમાં આપવી, એટલે સો સ્રીયોનીસાથે રતી કરવાને શક્તી આવેછે.

કામદેવ રસ—રૂપુ ૧ હીરો ૨ સોનું ૩ તાંબુ ૪ પારો ૫ અભ્રક ૬ ગંધક ૭ લોહ ૮ એ ઓસડો એકથી એક ચઢીયાતો લઈ કુંવારના રસમાં ખલ કરી કાંચની સીસીમાં ભરી મીઠું ભરેલાં વાસણમાં મુકી તેનીચે ધીમે ધીમે અગ્નિ આપવો; એક દિવસ પકવ થયા પછી પોતાની મેળે થંડુ થયા એટલે લેઈ આકડાના દુધની ભાવના આપવી, પછી અસગંધ, કાવળી, કુચલી, ધોળી મુસળી, તાલીમખાનુ એના રસોની ત્રણ ત્રણ ભાવનાઓ

આપવી, અને શતાવરીના ઊકાળાની એક ભાવના આપવી, પછી કસ્તુરી, મરી, કપુર, કંકોળ, એલચી, લવીંગ, એ ઓસડો પેહેલાના ઓસડથી આઠમો ભાગ નાખી સર્વ ઓસડો જેટલી સાકર નાખી, ત્રણ માસા ઓસડ આઠ તોલા ગાયના દુધમા પકવવુ અને બે તોલા ગાયના દુધની સાથે આપવું અને મધુર આહાર સેવન કરવો એટલે સુંદરપણુ, બલ, તેજ, એ વધેછે અને અનેક તરૂણ સ્ત્રીયોનીપાસે ગમન કરવુ છતાપણ નુકશાન થવાનુ નથી.

અર્ધનારીનટેશ્વર—પારો, ગંધક, વછનાગ, શુદ્ધ ટંકણ, એ સર્વ એકઠા ઘીબ્રા કરી સરપના મોમા નાખી તેઊપર કપડમટી કરી માટીના વાસણમાં તેસાથ મુકવો હેઠેઊપર મીઠું નાખી વાસણનુ મો બંદ કરી ચાર પહોર સુધી આકરો તાપ આપવો પોતાની મેળે ઠંડુ થયા પછી ખલ કરવો તેમાથી એક ચપટી ભાર ઓસડનો નાસ લેવો જે નાસુરીમા નાસ લીધા હોય તે તરફના અરધા અંગનો જવર જસે એ કવતુક સારૂ વર્ણન કરીં

વ્યાધીહરણ—પારો ૯ ભાગ, રસકપુર ૯ ભાગ, ગંધક ૪ા ભાગ, એ ત્રણેને એકઠા ઘીબ્રા કરી સીસીમા ભરી વાળુકા યંત્રના વીસે ૧૬ પહોર અગ્નિ આપવો, પછી કાઢી લેવુ એ રસ ઊપદંશ ઈત્યાદી રોગોઊપર મહોજ ઊપયોગી છે

કરકશીદુર—શુદ્ધ પારો ૯ ભાગ, રસકપુર ૮ ભાગ, કરુ ૪ા ભાગ, શુદ્ધ ગંધક ૫ા ભાગ, એ સરવ એકઠા પીટી કાચના સીસીમા ભરી તે વાળુકાયંત્રમા મુકી થતા અગ્નીથી ૧૬ પહોર પકવ કરવુ પછી પોતાની મેળે ઠંડ થાય એટલે કાઢી તેમાથી વાયુરોગઊપર છાશનુ અનુપાન યોગ્ય માત્રા આપવી, એટલે જ્વર, સન્નિપાત, વગેરે રોગ શાંતી પામેછે

તાવકેશ્વર રસ—હરતાળ ૪ ભાગ, માક્ષીક ૪ ભાગ, મનસીલ ૪ ભાગ, પારો ૪ ભાગ, ટંકણ ૪ ભાગ, ગંધક ૮ ભાગ, તામ્ર ૮ ભાગ, એ સરવ એક ઠેકાણે પીટી ૬ દિવસ સુધી લીંબુના રસની ભાવના આપવી પછી ભુધરયંત્રમા ૬ પુટ આપવા પછી ૧૨ તોલા લોહભસ્મ નાખી તે સરવનો તીસમો ભાગ, વછનાગ નાખી ફરી લીંબુના રસમા ખલ કરવો એ માત્રા બે મગ જેટલી બેસના ઘીમા આપવી પીવા ભાજ્યોતું શુખ તોલુ ૧ તથા ઘી તથા મધ એકઠા કરી તેમા આહાર આપવુ તેથી સરવ પ્રકારના કોઢ દુર થાયછે

અતતકુંપારી રસ—પારો, ગંધક, તામ્રભસ્મ, લોહભસ્મ, ગુગળ, અભ્રક, શીલાજીત, બહેર કોચલા, ત્રીફલા એ સરખા ભાગે, નાગભસ્મ, કરંજની બીયો, એ બે ઓસડો ચાર ચાર ભાગ એપ્રમાણે ઓસડો લઇ, ઘીબ્રા કરી ખલમા નાખી મધની ભાવના ૧, તથા ઘીની ભાવના ૧ આપી ઘીના ચીકા વાસણમા ભરી મુકવુ

૧ તોલાપ્રમાણે નીત્ય લેતા જણીં, એઊપર પથ્ય-ચોખા, દુધ, મધુત્રય એપ્રમાણે પથ્ય કરવું છતા જેહેના કાન, નાક, આંગળાયો એ ગળતકોડથી સડી ગયા હોય તો એ કામદેવ જેવો સુંદર થસે તથા એ ઓસડ લીધા પછી સ્ત્રીસંગ કરવો નહી અને તે કોડની વ્યાધી ઘણી હોએ તો તેઊપર પથ્ય પાણી તથા ભાત એટલુંજ કરવું.

રત્નગરભપોટલી રસ—પારાનુ ભસ્મ, સોનાનુ ભસ્મ, રૂપાનુ ભસ્મ, નાગભસ્મ, લોહભસ્મ, તામ્રભસ્મ, માક્ષીકભસ્મ, પરવાળાભસ્મ, શંખભસ્મ એવા દશ ભસ્મો સરખાં ભાગે લેઈ ૭ દિવસ બુધી ચીત્રકના રસની ભાવના આપી તે ઓસડ પીસી કોડીયોમાં ભરવું પછી ટંકણખાર તથા આકડાના દુધમાં ઘોટી તેવડે કોડીયોના મો બંદ કરવા અને નાહાની કુલડીમાં ભરી ગજપુઠ આપવું. પોતાની મેળે સીતળ થયા પછી તે કાઢી ખલ કરવો અને નગોડના રસની સાત ભાવનાઓ તથા આદાના રસની ૭ ભાવના અને ચીત્રકના રસની ૨૧ ભાવના આપવી, એટલે એ રસ સીદ્ધ થયો, એ રસ ક્ષયનો નાશ કરવા મરી તથા ઘીમાં આપવો એટલે આઠ પ્રકારના મહારોગ, પાંડુ, તાવ, અતીસાર એનો નાશ કરેછે, તથા યે અનુભવી છે.

---

## ગુટીકા.

ચંદ્રપ્રભા ગુટીકા—કચોરો ૧ વજ ૨ નાગરમોથા ૩ કરીયાતુ ૪ ગળો ૫ દેવદાર ૬ હળદર ૭ અતીવીખની કળી ૮ દારૂ હળદર ૯ પીપરીમુળ ૧૦ ચીત્રક ૧૧ ધાણા ૧૨ હરડે ૧૩ બેહેડા ૧૪ આમળ ૧૫ ચવક ૧૬ વાવડીંગ ૧૭ ગજપીપર ૧૮ સુંઠ ૧૯ મરી ૨૦ પીપર ૨૧ સોનામુખી ૨૨ સ્વર્ણમાક્ષીક ભસ્મ ૨૩ જવખાર ૨૪ સાજીખાર ૨૫ સીંધાલોણ ૨૬ સંચળ ૨૭ વડાગરૂ મીઠુ ૨૮ એ અઠવીસ ઓસડો ત્રણ માસા ભાર તથા નસોતર ૧ દતીમુળ ૨ તમાલપતર ૩ તજ ૪ એલચી ૫ વંશલોચન ૬ એ ૭ ઓસડો સોળ સોળ માસા લેઈ સર્વનું ચુર્ણ કરવી; તથા લોહભસ્મ ૨ તોલા, સાકર ૪ તોલા, શીલાજીત ૮ તોલા, ગુગળ ૮ તોલા લેવો પછી એ સરવો ઓસડો એક ઠેકાણે વાટી તેમાં તે ચુર્ણ નાખી એક તોલાપ્રમાણે ગોળીયો બાંધવી, એ ગુટીકાને ચંદ્રપ્રભા યેઊં કેહેછે એ ચંદ્રપ્રભા સર્વ રોગ દુર કરવામાં વીખ્યાતછે. એથકે ૨૦ પ્રકારના પરમા, તથા મુત્રકૃછ, મુત્રઘાત, પાણવી, ઝાડોબંદ, શુળ, પ્રમેહપીનકા, તથા અરબુદ, તથા જેથી વૃષણ મોઠા થાયછે. તે રોગ પાંડુરોગ, કમળો, હલીમક રોગ, અંતરગળ વાયુ, કેડનુ શુળ, સ્વાસ, કાસ, તથા પગને તોડ થાયછે તે વીચર્ચીકા રોગ, કોડ, હરસ, ચળ, કવલુ, ભગંદર, દંતરોગ, નેત્રરોગ, સ્ત્રીયોને પ્રદરથી લોહી વગેરે પડછે તે, પુરૂશનાં ધાતુગત વીકાર, અગ્નિમંદ, અરૂચી, તથા વાયુ, પીત્ત, કફ એના પ્રકોપ એવા સર્વ રોગ દુર થાયછે, તથા આ ચંદ્રપ્રભા બલ આપણારી તથા રસાયણ યુક્ત છે એવુ જાણવુ.

કાંકાએન ગુટીકા—અજમો ૧ જીરૂ ૨ ધાણા ૩ મરી ૪ વિખ્ખુકાતા ૫ અજમોદ ૬ કલોંજી ૭ એ ઓસડો એક એક તોલું તથા હીંગ સેકેલી ૬ તથા જવખાર ૧ સાજીખાર ૨ સીંધાલોણ ૩ સંચળ ૪ વડાગરૂ મીઠું ૫ ઓખાનું મીઠું ૬ બંગડીખાર ૭ નીસોતર ૮ એ ઓસડો બે બે તોલાપ્રમાણે, દાંતીમુળ ૧ કચોરો ૨ પુસ્કરમુળ ૩ વાવડીંગ ૪ કાલીંબજાલ ૫ હીમજ ૬ ચીત્રક ૭ અમ્લવેતસ ૮ સુંઠ ૯ એ નવ ઓસડો ચાર ચાર તોલાપ્રમાણે લેવા પછી એ સર્વ ઓસડો ચુર્ણ કરી બીજોરાના રસમા તેની ગોળીઓ કરવી, અને કાંકાએન ગુટીકા કેહેછે એ ગોળી ઘી અથવા ગાયના દુધમા અથવા ખાટામઠામા અથવા ઉન્હા પાણીમા ગુલ્મરોગ મટવાવીશે આપવી એ ગોળી મધમા લીધીથી વાતગુલ્મ દૂર થાયછે, ગાયના દુધમા લીધી હોયતો પીતગુલ્મ દૂર થાયછે તથા ગોમુત્રમા લીધી હોયતો કફગુલ્મ મટેછે તથા દશમુળોના ઊકાળામા લીધી હોયતો ત્રીદોષગુલ્મ નાશ પામેછે ઉંટનણા દુધમા લીધી હોયતો સ્ત્રિયોને રક્તગુલ્મ થાયછે તે દૂર થાયછે તથા છાતીનો રોગ, સંગ્રહણી, શુળ, કીરમ વીકાર, તથા હરસ એ રોગ દૂર થાયછે

યોગરાજ ગુગુળ—સુંઠ ૧ પીપર ૨ ચવક ૩ પીપરીમુળ ૪ ચીત્રક ૫ સેકેલી હીંગ ૬ અજમોદ ૭ સરસવ ૮ જીરૂ ૯ શાહાજીરૂ ૧૦ રેણુક બીજ ૧૧ ઈંદ્રજવ ૧૨ પાહાડ મુળ ૧૩ વાવડીંગ ૧૪ લેંડી પીપર ૧૫ કડુ ૧૬ અતીવીખની કળી ૧૭ ભારંગ છાલ ૧૮ વેખંડ ૧૯ મોરવેલ ૨૦ એ વીસ ઓસડો ત્રણ ત્રણ માસા પ્રમાણે લેવા તથા એ ઓસડથી બમણી ત્રીફળા લેવી, પછી એ સર્વ ઓસડો કુટી ચુર્ણ કરી તેની બરાબર શુધ્ધ કરેલો ગુગળ લેઈ ઘીમા વાટી ગોળના પાક જેવો પાતળો કરી તેમા તે ચુર્ણ નાખવું પછી વંગભસ્મ, રૌપ્યભસ્મ, નાગભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, મંડુર ભસ્મ, તથા રસસીંદુર એ સાત ભસ્મો ચાર ચાર તોલા પ્રમાણે તે ગુગુળમા નાખી સર્વનો એક લોંદો કરી તેની ગોળીઓ ત્રણ ત્રણ માસા પ્રમાણે બાંધી ચીના રીકા હાડલામા મુકવી એને યોગરાજ ગુગળ કેહેછે એ ગુગળ લીધો હોય તો ત્રીદોષ દૂર કરેછે, તથા એ રસાયન છે તથા એ ઉપર મૈથુન ખાવું, પીવું, એનો નીશેધ નથી, પથ્ય કરવાવીના ગુણ આવે છે, તથા એથકે સર્વ વાયુના રોગ, કોઢ, હરસ, સંગ્રહણી તથા પરમો, વાતરક્ત, નાભીનો શુળ, ભગ દર, ઊદાવર્ત વાયુ, ક્ષયરોગ, ગુલ્મ, વાઈ, સીરોગ, અગ્નિમંદ, સ્વાસ, કાસ અરૂચી, એ રોગ દૂર થાયછે, તથા આ યોગરાજ ગુગળ પુરૂષના ધાતુનો વીકાર દૂર કરેછે તથા સ્ત્રીયોના રજસ્વલાપણાનો દોષ દૂર કરે છે તથા પુરૂષને ધાતુ વધારી પુત્ર આપ- ણારો થાય છે, તથા વાંઝણીયોને પુત્ર આપેછે, તથા રાયનાદી ઊકાળામા લીધુ હોય તો અનેક પ્રકારના વાયુ દૂર થાયછે કાકોલ્યાદિ તથા ઊકાળામા લીધો હોય તો પીત્તરોગ દૂર થાયછે, તથા આરગવધાદી ઊકાળામા લીધો હોય તો કફ દૂર થાય છે દારૂ હળદરના ઊકાળમા પરમા દૂર થાયછે ગોમુત્રમા લીધો હોય તો પાંડુરોગ

જાયછે. શરીરમાં મેદ પુષ્ટી થઈ શરીર વધ્યું હોય તો મધમા આપવો. કુસ્ટ રોગને લીંબડાના ઊકાળામાં આપવો, રક્તવાયુ ઉપર ગલોના ઊકાળામાં આપવો, શૂળ તથા સોજા ઉપર પીપરના ઉકાળામાં આપવો; ઊંદરના જેહર ઉપર પાડળીના ઉકાળામાં આપવો, આખોના રોગ ઉપર ત્રીફ્લાના ઊકાળામાં આપવો, સાઠોડી વગેરેના ઊકાળામાં સર્વ ઉદર રોગ ઉપર આપવો, એ પ્રમાણે અનુપાનો જાણવા.

ગોક્ષુરાદી ગુગળ—ગોખરૂ ૧૯ તોલા લાવી થોડાક કુટી તેમાં પાણી છગણુ નાંખી અરધુ પાણી રેહે તાહાસુધી ઊકાળો કરવો પછી શુધ્ધ કરેલો ગુગળ ૨૮ તોલા લેઈ સારો વાટી તે ઉકાળામાં નાંખી ફરી ગોળના પાક જેવો જાડો થાય તહાં સુધી પાક કરવો, તેમાં સુંઠ, મરી, પીપર, હરડે, બેહડા, આમળા, નાગરમોથા, એ સાત ઓસડા ચાર ચાર તોલા પ્રમાણે લેઇ ચુર્ણ કરી તે પાકમાં મેળવી એક લોંદો કરી પછી તેની ગોળીયો બાંધવી અને આપવી. તેથી પરમો, મુત્રકૃછ, સ્ત્રીયોને પ્રદર વગેરેથી લોહી વહેછે તે, મુત્રઘાત, વાતરક્ત, વાયુનો રોગ, ધાતુવીકાર, પાણુવી, એરોગ દૂર થાયછે.

કૈશોર ગુગળ—હરડે ૧ બેહડા ૨ આમળા ૩ ગળો ૪ એ ચાર ઓસડો ૬૪ તોલા લેઇ આખા ભાંગા ખાંડી લોઢાની કઢઈમાં ૧૫૩૬ તોલા પાણી નાંખી તેમાં તે ઓસડો નાંખી અરધુ પાણી રેહે તાહાસુધી ઉકાળો કરી ગાળી લેવો, પછી શુધ્ધ કરેલો ગુગલ ૬૪ તોલા પ્રમાણ લઈ ઝીણો વાંટી તે ઉકાળામાં મેળવી ફરી લોંઢાની કઢઈમાં નાંખી લોંઢાની કડચીવડે વારંવાર હલાવવું ગોળના પાક જેવો જાડો થાય તહાંસુધી પાક કરવો તેમાં બીજા ઓસડો નાંખવાના તે એવા કે હરડે, બેહડે,અમળા એ ત્રણ બે બે તોલા,તથા ગળો ચાર તોલા,તથા સુઠ, મરી, પીપર એ પ્રમાણે ઓસડો છ છ તોલા તથા વાવડીંગ બે તોલા, દાતીનુ મુળ એક તોલા, નશોત્તર ૧ તોલુ એ સર્વ ઓસડોનુ ચુર્ણ કરી તે પાકમાં મેળવી પછી તેની ત્રણ ત્રણ માસા પ્રમાણે ગોળીયો બાંધવી અને ઘીના રીઢા હાંડલાંમાં તે મુકવી. એને કૈશોર ગુગુળ કહેછે. એ ગુગુળ નવ સેકા પાણીમાં અથવા દુધમાં અથવા મંજીસ્ટાદી ઉકાળામાં લેવો, તથા વઇદે એ ગોળીયો રોગીના શકતી વગેરેનો વીચાર કરી તથા રોગની પરીક્ષા કરી પછી અનુપાન યોજી આપવી, તેથી સર્વ કોઢ, તથા ત્રીદોષથી થયેલાં જેવાતરક્ત તે સર્વ વ્રણ, ગુલ્મ, પ્રમેહ, પીડીકા, પરમા, ઉદરી અગ્નિમંદ, કાસ, સોજો, એ રોગ દૂર થાયછે, તથા એ કૈશોર ગુગુળ કાંતી કરણારો છે, તથા વાસકાદી ઉકાળામાં લીધો હોય તો નેત્રોના રોગ દૂર થાયછે તથા વરૂણાદી ઉકાળામાં લીધો હોય તો ગુલ્મ વગેરે રોગ દૂર થાયછે. ખદીરાદી ઉકાળામાં લીધો હોય તો વ્રણરોગ, કુસ્ઠ રોગ, એ રોગ દૂર થાયછે. તથા ખાટુ તીખુ અજીર્ણ તથા સ્ત્રીપાસે જાવું, તથા મેહનત કરવી, તડકો લેવો, તથા દારૂ પીવી, તથા ક્રોધ કરવો, એ સર્વનો ત્યાગ કરવાથી માણસ વગર રોગનો રહી સારા ગુણો આવેછે.

સજીવની ગુટીકા—વાવડીંગ ૧ સુંઠ ૨ પીપર ૩ હીમજ ૪ આમળા ૫ બેહેડા ૬ વજ ૭ ગળો ૮ ભીલામા ૯ વછનાગ સારો શુદ્ધ કરેલો ૧ એ દશ ઓસડો સરખે ભાગે લઇ ગોમુત્રમા વાટી તેના ગોળી ચણોઠી બરાબર કરી પછી આદાના રસમા અજીરણ તથા ગુલમરોગ ઉપર એક એક ગોળી આપવી મેહશીને બે ગોળી, સન્નિપાત ઉપર ચાર ગોળીયો આપવી. એ ગોળી માણસને જીવતુ કરે છે તેથી એને સજીવની ગુટીકા કહેછે

મરીચાદી ગુટીકા—મરી ૧ તોલુ, પીપર ૧, જવખાર ૧/૨ દાડમની છાલ ૨ તોલા. એ ચાર ઓસડોનુ ચુર્ણ કરી ૮ તોલા ગોળમા તે ચુર્ણ નાખી ગોળીયો ત્રણ માસા પ્રમાણે કરી આપવી તેથી સર્વ કાસ દુર થાયછે એમા સંશય નથી.

બૃહત સુરણાદી વટીકા—સુરણ ૧૬ ભાગ, વરધારા ૧૬ ભાગ, પોળી મુસલી ૮ ભાગ, તથા હરડે, બેહડે, આમળા, વાવડીંગ, સુંઠ, પીપર, ભીલામો, પીપરી મુળ, તાલીસપતર, એ નવ ઓસડો ચાર ચાર ભાગ તથા તજ એલચી, મરી એ ત્રણ ઓસડો બે બે ભાગ લેવા પછી સર્વ ઓસડો ખાંડી તેથી બમણો તેમા ગોળ નાખી ગોળીયો કરી આપવી, તેથી અગ્ની પ્રદીપ્ત થાયછે, તથા હરસ અને વાયુ કફથી ઉત્પન્ન થયેલી જે સંગ્રહણી તે તથા શ્વાસ, કાસ, પેટમા ગાંઠ પડે કરણ રોગ થાય છે તે. શ્લીપદરોગ સોજો, હેડકી, પરમો, ભગંદર તથા જેથી પેટ બાંધણ થાયછે તે પલીતરોગ એ સરવ રોગ દુર થાયછે તથા એ ગોળીયો સ્ત્રીના સંગ કરવાની ઇછા ઉત્પન્ન કરેછે તથા ભુખ આપેછે તથા શરીરની જરા દુર કરે છે

દ્રાક્ષાદી ગુટીકા—મોટી દરાખો અરધો શેર, સોનામુખી ૪ તોલા, મોટે હરડેનુ દળ ૪ તોલા, સાકર ૪ તોલા, જાવત્રી ૬ માસા, કેસર ૩ માસા, એ ઓસડોનુ ચુર્ણ કરી દરાખના લીલાસવડે એક તોલા પ્રમાણે ગોળી બાંધવી, એ થકે મલશુધી તથા મલામીત વાયુ, અમ્લપીત્ત, પીત્ત વાયુ, લોહીવાયુ, વગેરે સારા થાયછે

બાહુશાલગુડ—કડવુ ઈંદ્રાવણ ૧ નાગરમોથ ૨ સુંઠ ૩ દાતીમુળ ૪ હીમજ ૫ નહોતર ૬ કથોરો ૭ વાવડીંગ ૮ ગોખરુ ૯ ચીત્રક ૧૦ તેજબળ ૧૧ એ અગીઆર ઓસડો બે બે તોલા લેવા તથા સુરણ ૩૨ તોલા તથા વીધારા ૧૬ તથા ભીલામા ૧૬ તોલા લેવા પછી એ સર્વ ઓસડો પોટાસા ખાંડી તેમા ૩ ૪૮ તોલા પાણી નાખી ચોથા ભાગનુ પાણી રેહેતા સુધી ઉકાળો કરી સર્વ ઓસડોથી ત્રમણો ગોળ નાખી ફરી તાપ ઉપર મુકી પાક કરવો, તેમા ચીત્રક, નહોતર, દતીમુળ, એ ત્રણ ઓસડો ચાર ચાર તોલા લેવા તથા સુંઠ, મરી, પીપર, એલચી આમળા તજ, એ ૭ ઓસડો ચાર ચાર તોલા લેવા. પછી એ સર્વ ઓસડોનુ ચુર્ણ તે પાકમા નાખવુ તથા તે ઠંડુ થયા પછી તેમા ૬૪ તોલા મધ નાંખી પાકમા મેલવી આ બાહુશાલથી હરસ નાશ પામે છે

## ચુરણ.

શુદરશન ચુર્ણ જવર વગેરે ઊપર—હરડે ૧ બેહેડા ૨ આમળા ૩ દારૂહળદ ૪ રીંગણી ૫ ભોરીંગણી ૬ કચોરા ૭ સુંઠ ૮ મરી ૯ પીપર ૧૦ પીપરીમુળ ૧૧ મોરવેલ ૧૨ ગળો ૧૩ ધમાસો ૧૪ કડુ ૧૫ પીતપાપડો ૧૬ નાગરમોથ ૧૭ ત્રાયમાણ ૧૮ નેતરવાલો ૧૯ કડવો લીંબડા ૨૦ પુસ્કર મુળ ૨૧ જેઠીમધ ૨૨ કુડાનુ મુળ ૨૩ અજમોદ ૨૪ ઇદ્રજવ ૨૫ ભારગ મુળ ૨૬ સરગવાના બી ૨૭ મેટ અથવા ફુલાવેલ ફટકડી ૨૮ વજ ૨૯ તજ ૩૦ પદ્મકાસ્ટ ૩૧ વાળો ૩૨ ધોળી સુકડ ૩૩ અતીવીખની કળી ૩૪ ચીકણા મુળ ૩૫ જગલી ગાંજો ૩૬ જગલી ભાલ ૩૭ વાવડીંગ ૩૮ તગર ૩૯ ચીત્રક ૪૦ દેવદાર ૪૧ ચવક ૪૨ પટોળ પત્ર ૪૩ જીવક ક્ષભક એ બે મલતા નથી તેથી તેના બદલામાં વીદારીકંદ ૪૫ લવીંગ ૪૬ વશલોચન ૪૭ ધોળુ કમળ ૪૮ કાંકોળી મળતી નથી તેથી તેના ઠેકાણે જેઠીમધ ૪૯ તમાલ પત્ર ૫૦ જાવત્રી ૫૧ તાલીસ પતર ૫૨ એ બાવન ઓસડો સરખા ભાગે લેવા તથા સર્વ ઓસડોથી અરધુ કરીયાતુ લેઇ તે સર્વનુ એકઠુ ચુર્ણ કરવુ. તેને સુદરશન ચુર્ણ કહે છે. એ ચુર્ણ થડા પાણીમાં લેવો એથી વાત, પીત્ત, કફ, તથા સર્વ જીર્ણજવર દૂર થાયછે, એ બાબત સંશય ન રાખવો. વાતજવર, પીત્તજવર, વાતકફજવર, પીત્તકફજવર, અગાંતુકજવર, ધાતુગત જવર, વીશમ જવર, સન્નિપાત જવર, માનસ જવર, તથા એકાંત્રો તાવ, વગેરે દૂર થાયછે. મોહ, આંખોમાં દાન હોય છે તે, ભ્રમ, તરસ, સ્વાસ, કાસ, પંડુરોગ, છાતીનો રોગ, તથા કમળો એ રોગ દુર થાયછે, પીઠનુ કળતર તથા શુળ, કેડ, ઢેચણ, પડખા, એનો શુળ દુર થાયછે. જેમ દાનવોનુ નાશ કરણાર સુદરશન ચક્રછે તેમ એ સર્વ જવરનુ નાશ કરણાર આ ચુર્ણ છે એવુ જાણવું.

લઘુગંગાધર ચુર્ણ—(સર્વ અતીસાર ઉપર) નાગરમોથ ૧ ઇંદ્રજવ ૨ કુણબીલુ ૩ લોદર ૪ મોચરસ ૫ ધાવરીના ફુલ ૬ એ છ ઓસડો સરખા ભાગે લઇ તેનુ ચુર્ણ કરી તે છાસમાં ગોળ મેળવી તેમાં તે ચુર્ણ નાંખી લેવુ. તેથી સર્વ અતીસાર દુર થાયછે. તથા પ્રવાહીકા એટલે પાતળો ભસભસાટ યુક્ત ઝાડો જાતો હોય તે પણ બંદ થાયછે એ ચુર્ણને લઘુ ગગાધર ચુર્ણ એવુ કહે છે એ ચુર્ણ અતીસારને બંદ કરણાર છે, એવુ જાણવું.

વૃધ ગંગાધર ચુર્ણ—(સર્વ અતીસાર ઉપર) નાગરમોથ ૧ રેઠુ ૨ સુંઠ ૩ ધાવરીના ફુલ ૪ લોદર ૫ વાળો ૬ કુણબીલુ ૭ મોચરસ ૮ પહાડ મુળ ૯ ઈંદ્રજવ ૧૦ કુડાની છાલ ૧૧ આંબાની ગોટલીનો ગરભ ૧૨ અતીવીખની કલી ૧૩ લાજરી ૧૪ એ ચઉદ ઓસડોનુ ચુરણ ચોખાના ધુવણમાં મધ મેળવી તેમાં પીવું તેથી પ્રવાહીકા એટલે પાતળા ઝાડા થાય છે તે મટેછે, તથા સર્વ અતીસાર તથા સંગ્ર-

હરી પણ જલદીથી દુર થાયછે એ ચુરણને વૃષ્ય અ આધર ચુરણ એવુ કહે છે એ ચુરણ નદીના વેગ જેવો અતીસારનો વેગ હોય તો એ બંદ કરેછે

મહાલવીગાદી ચુર્ણ—લવીંગ તોલા ૨ કસ્તુરી માસા ૧ મોરોચન માસા મદન ના તોલા જાવ ત્રી ૨ જાયફળ ૧ એલચી ૨ તમાલ પતર ॥ ધાણા ૨ વાળો ૨ ભારંગ મુળ ૧ નાગકેશર ૧ સુંઠ ૧ મરી ૧ ધમાસો ૧ કાળો વાળો ૧ કોસ્ટ ૧ મોંઠાણુ ૯ પોળી મુસળી ૧ કમળ કંદ ૧ સુવર્ણ માસીકી વસત ॥ લોદ્રકાત ના વળ ॥ અભ્રક ॥ મકુર ના પીએલ સાકર ૮૦ તોલા એ ઓસડો એકઠા કરી તેનુ ચુર્ણની ૭ માસા પાસેર દુધમા બે વખત લેતા જાવુ જીરણ જ્વર, ક્ષય અપસ્માર, ભ્રમ, ધાતુક્ષીણપણુ, વગેરે સર્વ રોગ મટેછે

લવણ ત્રીતિયાદી ચુર્ણ—સૌંધાલોણ ૧ સંચળ ૨ વડાગરૂ ૩ સાજીખાર ૪ જવખાર ૫ વરઆળી ૬ સુવા ૭ વજ ૮ અજમોદ ૯ જંગલી તળસ ૧૦ સેરણ ૧૧ જીરૂં ૧૨ શાહજીરૂ ૧૩ મરી ૧૪ પીપરીમુળ ૧૫ પીપર ૧૬ ગજપીપર ૧૭ ચોકેલો હીંગ ૧૮ આપુંબા ૧૯ કચુરો ૨૦ પહાડમુળ ૨૧ કઠુજ ૨૨ ચીત્રક ૨૩ અજમ ૨૪ વાવડીંગ ૨૫ અમ્લ વેતસ ૨૬ આમલીની છાળ ૨૭ નશોતર ૨૮ દતી મુળ ૨૯ શતાવરી ૩૦ કડી ઈંદ્રાવણ ૩૧ ભારંગ મુળ ૩૨ દેવદાર ૩૩ અજમોદ ૩૪ ધાણા ૩૫ તુંબરૂ ૩૬ પુસ્કર મુળ ૩૭ બોર ૩૮ હીમજ ૩૯ એવા ઓગણ ચાળીસ ઓસડો સરખે ભાગે લેઈ ચુર્ણ કરવુ પછી તે ચુર્ણને આદાના રસનુ તથા બીજોરાના રસનુ એવા બે પુટો જુદા જુદા આપવા અને સુકવી મુકવુ પછી એ ચુર્ણ ઘીમા અથવા જુના મધમા અથવા ઊનોપાણીમા દીવા બોરડીના ઉકાળામા અથવા ગાયના ખાટમા દીવા ઊંટણીના દુધમા અથવા દહીના નીતારમા નાખી આપવુ, એ પ્રમાણે જે અનુપાનને જે રોગને ઊપયોગ પડે તે અનુપાનની યોજના કરી આપવુ તેથી પેટમા જમણી પડખે રક્તરોગ થાયછે તથા ડાબા પડખે કવલુનો રોગ થાય છે તે તથા કેડનુ શુળ, ગુદ રોગ, પડખા શુળ, છાતીના રોગ, હરસ, મળનો અવરોધ, અગ્નિમંદ, ગુલ્મ, તથા અષ્ટીલા એવા નામનો વાયુનોરોગ થાયછે તે, તથા ઉદર રોગ, હેડકી, પેટ ફુલવું, સ્વાસ, કાસ, એ રોગ દુર થાયછે એ ઓસડોનો ઊકાળો કરી તેમા ઘી નાખી ફરી ઘી રહેતા સુધી ઊકાળી ગાળી લેઈ તે ઘી લીધુ હોય તો ઉપર કહેલા જે રોગ તે એથી દુર થાયછે

હીંગવાદી ચુરણ—ચોકેલો હીંગ ૧ પાહાડમુળ ૨ હીમજ ૩ ધાણા ૪ સરગવાની છાળ ૫ ચીત્રક ૬ કચુરો ૭ અજમોદ ૮ સુંઠ ૯ મરી ૧૦ પીપર ૧૧ સેરણી ૧૨ અમલવેતસ ૧૩ જંગલી તળસ ૧૪ આમલીની છાળ ૧૫ જીરૂ ૧૬ પુસ્કરમુળ ૧૭ વજ ૧૮ અજમ ૧૯ સાજીખાર ૨૦ જવખાર ૨૧ સીંધાલોણ ૨૨ સંચળ ૨૩ વડાગરૂ ૨૪ બીજોરાનુ બીજુ ૨૫ ભંગડીખાર ૨૬ એવા છવીસ ઓસડોનુ ચુર્ણ કરી તે ભોજનના પહેલા

અથવા ભોજનના વચે લેવુ અથવા દિવસનું મદ્ય તેમાં અથવા ગાયના છાશમાં અથવા ઊન્હા પાણીમાં લેઊ, તેથી વાયુ તથા કફ થકે ઊપજ્ન થયેલો જે ગુલ્મ તે તથા છાતીનો રોગ તથા અસ્ટીલા નામનો પેટમાં જે વાયુનો રોગ થાયછે તે, છાતી પેડું, તથા પાસળીયોમાં શુળ થાતુ હોય તે, તથા યોની શુળ, મુત્રકૃછ, ઝાડોકબજ, પાંડુરોગ, અરૂચી, હેડકી, જમનાપડએ પેટમાં યતકૃત રોગ થાયછે તે શ્વાસ, કાસ, કંઠરોગ, સગ્રહણી, તથા હરસ એ સર્વ રોગ દુર થાયછે. અથવા આ ચુર્ણ ને બીજોરાનો રસ કાઢી સાત પુઠો આપી ગોળીયો કરવી, તે ગોળી લીધી હોયતો વાયુકફ થકે ઊપજ્ન થયેલો જે રોગ તે રોગ દુર થાયછે.

ચંદનાદી ચુર્ણ—અગર ઊંચુ ૧ વંશલોચન ૧ ચદન ઊંચુ૧ વાલો ૧ એ સર્વ ઓસડો સરખા ભાગ તથા તે સર્વજેટલી સાકર એ સર્વનું ચુર્ણ કરી ત્રણ માસા નીત્ય બે વખત દુધમાં આપવું એટલે બળતરા, પીત્ત, મુત્રકૃછ વગેરે રોગ મટેછે.

નારાચ ચુર્ણ—પીપર તોલો ૧ નસોતર ૪ તથા સાકર ૪ એ સર્વનું ચુર્ણ કરી તેમાંથી એક તોલું ચુર્ણ મધમાં લીધી હોયતો પેટનો આફરો મટેછે, તથા ઝાડોકબજ, ઊદરરોગ, તથા કફ તથા પીત્તશુળ દુર થાયછે.

રાજવલ્લભ ચુર્ણ—શુદ્ધ કરેલો ગંધક તોલા ૪ શુઠ ૯ હરડે ૪ ચીત્રક૧ શહાજીરૂ ૨ સીંધાલોણ ૪ એ ઓસડો લીંબડાના રસમાં ખલ કરી બે માસાની ગોળી બાંધવી તે બદકોસ્ટ, વાયુ, પીત્ત, વગેરેઊપર યોજવી.

સિતોપલા ચુર્ણ—સાકર ૧૬ તોલા વંશલોચન ૮ પીપર ૪એલચીદાણા ૨ તજ ૧તોલુ એ સર્વ ઓસડોનું ચુર્ણ કરવું એ ચુર્ણને શીતોપલાદી ચુર્ણ ચેઊ કહેછે. યે ચુર્ણ મધ તથા ઘી એકઠું કરી તેમાં લીધુ હોયતો શ્વાસ, કાસ, ક્ષય, તથા હાથે પગે બળતરા થાયછે તે, અગ્નિમદ, તથા જીભ સુની પડેછે તે, પેટનુ શુળ, અરૂચી, તથા તાવ, માથાં વગેરેમાં રક્તવીકાર થાયછે તે તથા પીત્તવીકાર યે રોગ દુર થાયછે.

તાલીસાદી ચુર્ણ—તાલીસપત્ર તોલુ ૧ મરી ૨ સુંઠ ૩ પીપર ૪ તોલુ વંશલોચન ૫ તોલુ યેલચી તથા તજ યે બે અરધ અરધ તોલું તથા સાકર ૩૨ તોલા એ સરવનું એકઠું ચુર્ણ કરી લીધું હોયતો મોઢે રૂચી આવેછે. તથા અન્નપાચન થાયછે, કાસ, શ્વાસ, જ્વર, ઊલટી, અતીસાર, સોસ, પેટનો આફરો, પેટમાયલી ડાબા પડખાની ગાંઠ, સંગ્રહણી, તથા પાંડુરોગ એવા સર્વ રોગ દુર થાયછે, અથવા સાકરનો પાક કરી તેમાં એ ચુર્ણ નાખી ગોળીયો કરી લીધી હોયતો ચુર્ણની પેઠેજ ગુણ કરછે.

નારાયણ ચુર્ણ—ચીત્રક ૧ હરડે ૨ બેહડા ૩ આમળા ૪ સુઠ ૫ મરી ૬ પીપર ૭ જીરૂં ૮ સેરણી ૯ વજ ૧૦ અજમોદ ૧૧ પીપરીમુળ ૧૨ વરીયાળી ૧૩ જંગ-

હીતગાસ ૧૪ અજમો ૧૫ કચુરો ૧૬ માણુ ૧૭ વાવડીંગ ૧૮ કઠુજ ૧૯ ચીત્રક ૨૦ પુસ્કરમુળ ૨૧ સાજીખાર ૨૨ જવખાર ૨૩ સંધીાલુણ ૨૪ કચરા ૨૫ વડાગર ૨૬ સઞ્ચળ મીઠુ ૨૭ બગડીખાર ૨૮ કોસ્ટ ૨૯ એ એ ઓગણત્રીસ ઓસડો સરખા ભાગે તથા બે ભાગ કચરાઝમુળ, ૩ ભાગ નસોતર તથા ૩ ભાગ દંતીનુમુળ તથા ૪ ભાગ પીળાપીતરચ મુળ તેન મીળે તો તેના બદલામા પીતર લેવી, અને એ સર્વ ઓસડનુ ચુર્ણ કરવુ, પછી તે ચુર્ણ જે રોગીનો કોઠો પાચનથી તથા તેલ વગેરે પદાર્થોથી ચીકણો થયો છે તેવા રોગીને જુલાબ થાવા સારૂ આપવુ તેથી છાતીનો રોગ, પડુરોગ, સ્વાસ, કાસ, ભગંદર, અગ્નિમંદ, તાવ કોઢ, સંગ્રહણી, ગલગ્રહ એ સર્વ રોગ ઉપર અનુપાનની યોજના કરી એ ચુર્ણ આપવુ, પેટ કુલવા ઉપર મધમા આપવુ ગુલ્મરોગ ઉપર બોરડીના ઊકાળામા આપવુ, મળ બંધને દહીના પાણીમા આપવુ, અજીરણને ઊન્હા પાણીમાં આપવુ, ગુદ્દનાવીશે કાતરવાજેવી પીડા થાયછે તેને અમલીના છાસના ઊકાળામા, તથા ઊદરરોગને ઊંટડીના દુધમા અથવા ગાયના છાસમા, વાયુરોગને મધનીસાથે, દરસને દાડમના પાણીમા આપવુ તેથી એ સર્વ રોગ દુર થાયછે તથા એ ચુર્ણ લીધુ હોય તો થાવરવીશ, જંગમવીશ, એ બેઉ પ્રકારના વીશ દુર થાયછે એ ચુર્ણને નારાયણ ચુર્ણ એવુ કહેછે એ ચુર્ણ થકી સરવ દુષ્ટ રોગ દુર થાયછે

નદપટી ચુર્ણ—કાળીજીરી ૧ મીઠામાજી ૧ કામ્બાનાબીજ ૧ સંચળ ૧ અબાઆદુગાર ૧ કઠુ ૧ સીંધાલોણ ૧ એ સરવ ઓસડો સરખા ભાગે લેઈ ચુર્ણ કરવુ તેમાથી ચુર્ણ ઊન્હા પાણીના સાથ આપવુ એટલે સરવ પ્રકારના જવર દુર થાયછે

પાચક ચુર્ણ—ચીત્રકમુળ ૧ તોલુ, સેકેલોહીંગ ના, પીપરીમુળ ૧, અજમોદ ૧, સાજીખાર ના, સીંધાલોણ ાા, મેઠુ ન પીપર૧ મરી ૧ અબક૧ જવખાર ૧ કચળન સાવરી મીઠુ ાા તોલુ એ સરવ ઓસડોનુ ચુર્ણ કરી પેહેલાથી બીજોરાના રસની એક ભાવના આપવી, પછી દાડમના રસનુ એકપુટ આપવુ, તે ચુર્ણ અજીરણ તથા અગ્નિમંદઊપર આપતાજવુ

મળશુધીનુ ચુર્ણ—મોટી હરડેનુ દળ તોલા ૨, સોનામુખી તોલા ૨, રેવાચીની ાા અરધા તોલુ, મરી ના ચુક ૧ કચરા ના સીંધાલોણ ૧ એનુ ચુર્ણ કરી રાતે ઊન્હા પાણીનીસાથે ત્રણ માસા લેતા જવુ એટલે મળશુધી સારી થસે

ચોપચીની ચુર્ણ—ચોપચીની । ધીરસાકર, તોલા ૪, પીપર૧ તોલુ પીપરીમુળ ૧ મરી ૧ લવીંગ ૧ આલકારો ૧ દીવેચી અજમો ૧ સુંઠ ૧ વાવડીંગ ૧ તજ ૧ એ સરવ ઓસડોનુ ચુર્ણ પ્રમેહ તથા ઊપદંશ તથા તદ્રુમેહ, અથવા ઊપદંશથી સાધા ઝલાણા હોયતો તેઊપર એના સરવ રોગઊપર ઊન્હા પાણીમાં આપવુ

આમળાની થેપલીયો—રસદાર આમળાં શેર ૧ લાવી જરા બાફ આપવી અને તેમાથી ઠળીયા કાહાડી નાખી તે વાટવા, તેમાં હીંગ, જીરૂં, મરી, પીપર, સુંઠ, ધાણા, તજ, સીંધાલોણ, સંચળ, હરડે, એનો ભુકો કરી નાખવો, અને તેની થેપલીયો કીંવા ગોળીયો કરી સુકવી મુકવી, તે ઘણી રૂચી કરણારી તથા પાચન કરણારી છે.

---

## પાક.

અસંધ પાક—આસધના ભુકો તોલા ૪૦ સુંઠ ૨૦ પીપર ૧૦ મરી ૪ તજ ૪ એલચીદાણા ૪ તમાલપતર ૪ લવીંગ ૪ ગાયનું દૂધ ૨૦૦ મધ ૧૦૦ ગાયનું ઘી ૫૦ પીપરી મુળ -॥ જીરૂં -॥ તમાલપત્ર -॥ લવીંગ -॥ અગર -॥ વાળો -॥ ચીત્રક મુળ -॥ ધોળી સુખડ -॥ ટોપરૂ -॥ કમળ -॥ રૂમીમસ્તકી -॥ વંશલોચન -॥ આમળાં -॥ એરસાલ -॥ કપુર -॥ ધમાસો -॥ સાટોડી -॥ અજગંધા -॥ ચિત્રક -॥ શતાવરી -॥ એનુ કપડ છાન ચુર્ણ કરી મુકવું. પાકની રીતી—આસંધ, સુંઠ, પીપર, તથા મરી એનુ ચુર્ણ દુધમાં નાંખી હલાવી ધીમા તાપ ઉપર તેનો માવો કરવો, પછી ઘી નાંખી ગહુના રવાની પેઠે થાય તહાં સુધી સેકવો, પછી ૧૨ શેર સાકરની ચાસણી કરી તેમાં તયાર કરેલો માવો તથા સર્વ ઓસડોનુ ચુર્ણ એકઠું કરી નાખવું પછી હલાવી થાળીને ઘી ચોપડી તેમાં સરખું રેડ તેના ચોશલાં પાડવા.

ગોખરૂ પાક—ગોખરૂનુ ચુર્ણ ૬૪ તોલા, ગાયનુ દુધ ૨૫૬ તોલા, અફેણ ૧ તોલું, ધોએલ સાકર કચા ૧૬ શેર, ભોંકોળુ ૪ તોલા, કચુરો ૪ સુરણ ૪ લાજાળુ ૪ ધોળી મુસળી ૪ નાગરમોથ ૪ ભદ્રમોથ ૪ શતાવરી ૪ નીવળીની બીયો ૪ ભારંગમુળ ૪ તોલા, રાસ્ના ૪ જીરૂ ૪ શહાજીરૂ ૪ કાંકડીનુ બી ૪ ગોખરૂનુમુળ ૪ દાડમના દાણા ૪ તોલા, બીલીનુ મુળ ૪ અરજણ વ્રક્ષની છાલ ૪ ઘોટીની છાલ ૪ સાલફળા ૪ બદામનુ મગજ ૪ કિસમિસ ૪ અસંધ ૪ કવચ બીજ ૪ કેશર ૪ બળબીજ ૪ સાકર ૪ દરાખ ૪ કાળી દરાખ ૪ કમળકાંકડી માયલાં ગોળા ૪ જલ પીપલો ૪ તજ ૪ અકુરસો ૪ મોચરસ ૪ સાટોડી ૪ જંગલીઅડદ ૪ એલચીદાણા ૪ તોલા તથા કપુર બરાસ ૪ માસા ધોળી સુખડ ૪ તોલા, કાળો વાળો ૪ તોલા, સાલમ મીસરી ૪ ચોપચીની ૪ અજમો ૪ અકોલ ૪ તાલીમખાનું ૪ પુસ્કર મુળ ૪ કપુરકાચરી ૪ દેવદાર ૪ ચીત્રકમુળ ૪ તમાલપત્ર ૪ નાગકેશર ૪ ગળો ૪ ત્રીકટુ ૧૨ ત્રીફળા ૧૨ પીપરી મુળ ૪ ચવક ૪ અકડાનુમુળ ૪ વાવડીંગ ૪ ચારોળી ૪ તોલા, કસ્તુરી ૪ માસા, વરધાળી ૪ તોલા, જેઠીમધ ૪ પદમ કાસ્ટ ૪ કેળનો ગાભો ૪ ગુલાબના ફુલ ૧૬ સરગવાની છાલ ૪ અક્રોડ ૪ લવીંગ ૪ લોદર ૪ કંકોળ ૪ તાલીસપત્ર ૪ રૂમી મસ્તકી ૪ સીંગોડા ૪ તવકીર ૪ સુરદાસીંગ ૪ ભીલામાંમાયલાં મગજ ૪ કાળુફળી ૪ રેણુકબીજ ૪ મંજીઠ ૪ ટોપરૂં ૪ ખસખસ ૪ મોરવેલ ૪

મગર ૪ વ શલોચન ૪ કાકડાશીંગી ૪ સુંઠી ૪ કોશીંબ ૪ અસેલીયો ૪ જીરા ૪ લોહ ભસ્મ ૪ રસસીંદુર ૪ વંગભસ્મ ૪ હીંગળો ૪ અભ્રક ભસ્મ ૪ માક્ષીક ભસ્મ ૪ હેમગર્ભ ૪ વસંત ૪ સુગાક ૪ એ ઓસડાનુ ચુર્ણ પાકમા નાખવુ, પછી સુગંધી પદાર્થો ચોસલા કરવાના પેહેલા નાખવાના તે એવા કે ચાર તોલા કેશરનુ પાણી કરી સાકરની ચાસણીમા નાખવુ જાવંત્રીજાત ૧૬ તોલા, લવીંગ ૪ જાયફળ ૪ એલચીદાણા ૪ જાવંત્રી ૪ એનુ ચુર્ણ ચોસલા કરવાના પેહેલા નાખવુ, એ પાકની રીત એવી કે દુધમા ગોખરુ ચુર્ણ નાખી માવો કરવો બાકી પ્રથમ કહેલા પાકની રીત પ્રમાણે કરવુ

મહાકુશ્માંડ પાક—પાકેલા કાચુ ભુરા કોહલાનો મગજ ૪૦૦ તોલા લઇ કલઈ દીધેલા વાસણમા નાખી તેને બાફ આપવી, પછી પાણી નીચોઇ ચાથના ઘીમા તે મગજ તળવો. અને ત્રીફળા ૩ તોલા, શતાવરી ૧ તોલા, કચુરો ૧ વરીયાળી ૧ ધોળી મુસળી ૧ વંશલોચન ૧ ચીકણાનુ મુળ ૧ વાવડીંગ ૬ ધાણા ૧ મોથ ૧ શતકડુ ૬ તાલીમખાનુ ૧ આસંધ ૧ વાળો, અજમોદ ૧ નસોતર ૧ કોસ્ટ ૧ કાયફળ ૧ ધોળી મુસળી ૧ લીંડી પીપર ૧ તાલીસપત્ર ૧ છડ ૧ ચવકજીરૂ ૧ દરાખ ૧ ગોખરૂ ૧ વરધારા ૧ ચીત્રકમુળ ૧ જેઠીમધ ૧ લવીંગ ૧ કાળો વાળો ૧ કાંકડાસીંગી ૧ પીત્તપાપડો ૧ કવચ બીજ ૧ કમળકાકડી માથલા ગોળા ૧ ખારેક ૧ સીતાફળ મગજ ૧ કંકોળ ૧ ગોરખી ૧ ખેરકોણુ ૧ જાવંત્રીજાત ૧ જાવંત્રી ૧ સુવર્ણ માક્ષીક ભસ્મ ૧ રૌપ્યમાક્ષીક ૧ સીંગોડા ૧ બાવળીની છાલ ૧ એનુ ચુર્ણ કપડછાણ કરી અભ્રક ભસ્મ ૪ તામ્રભસ્મ ૨ લોહભસ્મ ૨ ધોળેલ સાકર ૪૦૦, કેશર ૨, એનો પાક કરવો તે એવો કે સર્વ ઓસડનુ ચુર્ણ તથા ભસ્મો તળેલા કોહલાનો મગજમા મેળવ્યા પછી સાકરની ચાસણીમા કેશરનુ પાણી નાખી ચાસણી થાય એટલે તેમા તે કોળાનુ મગજ નાખી હલાવી થાળમા ઢાળવી, અને તેના ચોસલા પાડવા, પછી તેમાથી શક્તિ જોઇ બે અથવા ત્રણ તોલા સુધી નીત્ય આપવો તે ઉપર માનનુ બીડુ ખાવી. એ પાક પુષ્ટ તથા શુક્રધાતુ અને રજસ્વલાપણુ એની વૃધ્ધી કરનારો તથા ધાતુવર્ધક એવો છે, તથા વાત, પીત, કફ, ક્ષય, જીર્ણજ્વર, ઉધરસ, પ્રમેહ, રક્તપીત, અમ્લપીત, રક્તદોષ, પ્રદર, પંડરોગ, સુતીકા રોગ, અગ્નિમંદ, મસ્તક રોગ, વલી,પલીત, નેત્રરોગ, બળતરા, વાતરક્ત, મુત્રકૃચ્છ, સર્વ અંગની પીડા એ રોગ દુર કરેછે

કવચ પાક—કોવચીના બી માએલા ગોળા ૧૨૮ તોલા, ચાખનુ દુધ ૨૫૬ તોલા, ચાખનુ ઘી ૧૨૮ તોલા, અગર ૨ જાવંત્રી ૨ જાયફળ ૨ સુંઠ ૨ લવીંગ ૨ અકલકરો ૨ છડ ૨ પીપર ૨ સીજાત ૬ કેશર ૨ તોલા, કપુર માસા ૨ કંકોળ ૨ તોલા, સમુદ્રસોસના બીજ ૨ તોલા, સીતાફળના માયલા મગજ ૨ કેશર ૨ ખુરાસાનીઅજમો ૨

વછનાગ ૨,તાલીમખાનુ એટલે એખરાનુ બી ૨,રસ સીંદુર ૨,નાગભસ્મ ૨, વંગભસ્મ ૨ મુસળીકંદ ૨ અજમોદ ૨ અફીણ ૨ હરડે ૨ સઘ ૧૬ તોલા,સાકર ૧૦ શેર,તેનો પાક એવો કરવો કે કોચલીના બી માયલા ગોળા ઊન્હા પાણીથી ધોઇ સુકવવા પછી ચુર્ણ કરી દુધમાં નાંખી તેનો માવો કરવો, પછી ગાયનુ દુધ અરધુ તેમાં નાંખી સેકવો, તે રતાશ ઊપર રવાની પેઠ થાય તેવો કરવો, પછી તેમાં ઓસડોનુ ચુર્ણ તથા ભસ્મો નાંખી મેળવવો અને સાકરની ચાસની કરવા વખતે તેમાં કેશરનું પાણી તથા ઘી નાંખી ઘોટણીં અથવા હલાવવુ પાકની તાંતો આવવા લાગે એટલે તેમાં ચુરણ નાંખી હલાવી થાળામાં ઢાળી તેના ચોસલા કરવા, અને એક એક ચોસલુ ખાવું તેથી કાસ તથા મેધા તથા ધાતુ તથા કાંતી તથા બલ, એની વૃદ્ધી કરી સ્વાસ પડુરોગ, રાજયક્ષ્મા, કાસ, હેડકી, સોજોમેદ, વાયુરોગ, ધાતુક્ષય, ખજ, ઘણુમુત્ર એ રોગ દૂર કરેછે.

સાલમમીશ્રી પાક—સાલમસીશ્રી ॥ અરધો શેર, ધોળી મુસળી ૯ નવટાંક, સાઠીયા ૪ તોલા, આસદ ૨ તાલીસખાનું ૨ શતાવરી ૨ અજમોદ ૨ કેશર ૧ જાયફળ ૧ જાવત્રી ૧ લવીંગ ૧ કકોલ ૧ વશલોચને ૧ તજ ૧ તમાલપત્ર ૧ નાગકેશર ૧ બેદાણા ॥ અરધો શેર, પીસ્તા। શેર,બદામ । શેર ચારોળી ૯ નવટાંક એ ઓસડોનો દસ્તુરપ્રમાણે પાક કરવો.

મુસલી પાક—મુસલી કદનું ચુરણ ॥ શેર,દુધ ૧ શેર સાકર ॥ શેર, સુંઠ ૧ તોલુ, મરી ૧ પીપર ૧ તજ ૧ તમાલપત્ર ૧ નાગકેસર ૧ શેરણી ૧ વરીઆળી ૧ શતાવરી ૧ જીરૂ ૧ અજમો ૧ જાવંત્રી ૧ અજમોદ ૧ પીપરીમુળ ૧ આમળા ૧ કચુરો ૧ ગોખરૂ ૧ ધાણા ૧ આસંધ ૧ હીમજ ૧ મોથ ૧ સમુદ્રશોક ૧ લવીંગ ૧ સાવરીનો ગુંદ ૧ સીંગોડા ૧ કમળ કાકડી ૧ તવકીર ૧ અકલકારો ૧ વાળો ૧ ચંદન ૧ કેતર કાટેલાતળ । શેર, રૌપ્યભસ્મ ૧ તોલુ , અભ્રક ૨ લોહ ૨ એ સરવથી બમણી સાકર નાંખી પાક કરી તેમાથી ચાર તોલા નીત્ય સવારમાં ખાવો ઊપર પાશેર દુધ પીતાજવું, તેથી મદઅગ્નિ ગુલ્મ મેદ, અરશરોગ, શ્વાસ, કાસ, વ્રણ, ક્ષય, કમળો, પાંડુરોગ, શુક્રદોશ, વગેરે દુર થાયછે.

બદામ પાક—બદામના બીજ ॥ શેર, માવો । શેર, બેદાણા ૪॥ તોલા, લવીંગ ॥ તોલા, જાયફળ ॥ તોલા,જાવત્રી ॥ તોલા,કેશર ॥,વશલોચન ૧ કમળ કાંકડી ૧ એલચીદાણા ૧ તજ ૧ તમાલપત્ર ૧ નાગકેશર ૧ અભ્રકભસ્મ । તોલુ, વગભસ્મ । તોલુ, માક્ષીકભસ્મ॥, તોલા, પ્રવાળભસ્મ ॥ તોલા, સાકર ૨॥ શેર, ઘી ॥ શેર, એ ઓસડોનુ સારે રીતે ચુરણ કરી બદામ તથા માવો ઘીમાં તળવો, પછી સાકરની ચાસણી કરી તેમાં સરવ ઓસડા નાખી ચોસલા કરવા, અને તે નીત્ય ખાવું તેથી વીર્ય વૃદ્ધિ તથા શરીર પુષ્ટ થાયછે. વાયુરોગ દુર થાયછે, તાવ-

અગર ૪ વ શલોષ્મન ૪ કાકડાસીંગી ૪ મુંડી ૪ કોશીંબ ૪ અસેલીયા ૪ ગીજેરા ૪ લોહ ભસ્મ ૪ રસસીંદુર ૪ વ ગભસ્મ ૪ હીંગળો ૪ અભ્રક ભસ્મ ૪ માક્ષીક ભસ્મ ૪ હેમ-ગર્ભ ૪ વસત ૪ મુગાક ૪ એ ઓસડોનુ ચુર્ણ પાકમા નાખવુ, પછી સુગંધી પદાર્થો ચીકણા કરવાના પેહેલા નાખવાના તે એવા કે ચાર તોલા કેશરનુ પાણી કરી સાક-રની ચાસણીમા નાખવુ ચાતુરજાત ૧૬ તોલા, લવીંગ ૪ જાવફલ ૪ એલચીદાણા ૪ જાવત્રી ૪ એનુ ચુર્ણ ચીકણા કરવાના પેહેલા નાખવુ, એ પાકની રીત એવી કે દુધમા ગોખરુ ચુર્ણ નાખી માવો કરવો બાકી પ્રથમ કહેલા પાકની રીત પ્રમાણે કરવુ.

મહાકુશ્માંડ પાક—પાકેલા કાચુ પુરા કોહલાનો મગજ ૪૦૦ તોલા લઈ કલઈ કીધેલા વાસણમા નાખી તેને બાફ આપવી, પછી પાણી નીચોઈ બાળના ઘીમાં તે મગજ તળવો. અને ત્રીફળા ૩ તોલા, શતાવરી ૧ તોલા, કસુરો ૧ વરી-યાળી ૧ ધોળી મુસળ ૧ વ શલોષ્મન ૧ ચીકણાનુ મુળ ૧ વાવડીંગ ૬ ધાણા ૧ મોથ ૧ શકટ ૬ તાલીસખાનુ ૧ આસ ધ ૧ વાળો, અજમોદ ૧ નસોતર ૧ કોસ્ટ ૧ કાયફ-ળ ૧ ધોળી મુસલી ૧ લીંડી પીપર ૧ તાલીસપત્ર ૧ જીરૂ ૧ શાહજીરૂ ૧ દરાખ ૧ ગોખરૂ ૧ વરધારા ૧ ચીત્રકમુળ ૧ જેઠીમધ ૧ લવીંગ ૧ કાળો વાળો ૧ કાકડાસીંગી ૧ પીત્તપાપડો ૧ કવચ બીજ ૧ કમળકાકડી ચાવલા ગોળા ૧ ખારેક ૧ ચીલાંગ્ર ચાએલો મગજ ૧ કકોળ ૧ ધોરણી ૧ સોંઠોણુ ૧ ચાતુરજાત ૧ જાવત્રી ૧ સુવર્ણ માક્ષીક ભસ્મ ૧ રૌપ્યમાક્ષીક ૧ સીંગોડા ૧ સાવરીની છાલ ૧ એનુ ચુર્ણ કપડછાણ કરી અભ્રક ભસ્મ ૪ તામ્રભસ્મ ૨ લોહભસ્મ ૨ ધોળો સાકર ૪૦૦, કેશર ૨, એનો પાક કરવો તે એવો કે સર્વ ઓસડોનુ ચુર્ણ તથા ભસ્મો તળેલા કોહલાનો મગજમા મેળવ્યા પછી સાકરની ચાસણીમા કેશરનુ પાણી નાખી ચાસણી થાય એટલે તેમા તે કોળાનુ મગજ નાખી હલાવી થાલમા ઢાલવી, અને તેના ચોસલા પાડવા, પછી તેમાથી શક્તિ જોઈ બે અથવા ત્રણ તોલા સુધી નીત્ય આપવો ત ઉપર પાનનુ બીડુ ખાવી. એ પાક પુષ્ટ તથા શુક્રધાતુ અને રજસ્વલાપણુ એની શુધી કરનારો તથા ધાતુવર્ધક એવો છે, તથા વાત, પીત, કફ, ક્ષય, જીર્ણજ્વર, ઉલટી, પ્રમેહ, રક્તપીત, અમ્લપીત, રક્તદોષ, પ્રદર, પાંડુરોગ, સુતીકા રોગ, અતિસાર, મસ્તક રોગ, વળી,પલીત, નેત્રરોગ, બળતરા, વાતરક્ત, મુત્રકૃચ્છ, સર્વ અંગની પીડા એ રોગ દુર કરેછે

કુવચ પાક—કોવચીના બી માએલા ગોળા ૧૨૮ તોલા, ગાયનુ દુધ ૨૫૬ તોલા, ગાયનુ ઘી ૧૨૮ તોલા, અગર ૨ જાવત્રી ૨ જાયફળ ૨ સુંઠ ૨ લવીંગ ૨ અકલકરો ૨ જીરૂ ૨ પીપર ૨ મીઆત ૬ કેશર ૨ તોલા, કપુર ભાસા ૨ કકોળ ૨ તોલા, સમુદ્રસો-સના બીજ ૨ તોલા, ચીલાંગ્રમાનાગાવલો મગજ ૨ કેશર ૨ ખુરાસાનીઅજમો ૨

નારીકેલ પાક—લીલા નારીયેળ નંગ ૫ ફોડીને પાણી લઇ જુદું મુકવું અને નારીયેલ ખમણી ઘીમાં શેકવો. તે નારીએલના પાણીમાં સાકર સાડાચાર શેર નાંખી પાક કરવો, તેમાં ઓસડો નાખવાના તે એવા કે, આસધ ૧ તોલુ, જાયફળ ૧ તજ ૧ એલચી ૧ પત્રજ ૧ નાગકેશર ૧ વંશલોચન ૧ કેશર ૧ ઇલાયચી દાણા ૧ કોયલીના બી માયલા ગોળા ૮ બદામ ૮ સુંઠ ૧ જીરું ૧ વાવડીંગ ૧ ચારોળી૧ જાવંત્રી ૧ એ ઓસડો તેમાં નાખી પાક કરવો, એ પાક સેવન કરવાથી અમ્લ પીત્ત, ક્ષય, પંડુ, અગ્નિમંદ, રક્તપીત્ત, વીશ, વાતરકત, ઉધ્રસી, નેત્રરોગ એનો નાશ કરેછે, તથા એ વાજીકરણ છે, બલ ધૈર્ય કરનારો સુક્રવર્ધક ઈત્યાદી ગુણ છે.

ખરજુરપુરણ પાક—ખારેકો પકો શેર લેઈ તે માંએલાં ઠલીયા કાહાડવ અને તેમાં તાલીમખાનાનુ બી દુધમાં વાટી ભરવુ ઊપર સુતર વેટળી પછી ૪ શેર દુધ લેઇ તેમાં તે ખારેકો ધીમાં તાપથી પકવીયો. દુધ થવા વખતે વાશણના મો ઊપર લુગડું બાંધી તેઊપર ૧ તોલુ અફેણ ઝીણુ કરી વેરળી તે ઊપર બીજુ લુગડુ બાંધી ઊપર ઢાકણુ મુકળી દુધના બાફથી તે આફેણ દ્રવીતે થઇ તે દુધમાં ઊતરેછે, પછી તે દુધ અવટાવી માવો કરવો, અને પકકા બે શેર સાકરનો પાક કરી તે પાક થયા પછી તેમાં એવા ઓસડો નાખવા કે જાયફળ તોલુ ૧ જાવંત્રી ૧ લવીંગ ૧ ગોખરૂ ૧ તજ ૧ તમાલપત્ર ૧ નાગકેશર ૧ એલચીદાડા ૧ સમુદ્ર સોશ ૧ ખુરાશાની અજમો ૧ અજમો ૧ ધોળી મુસળી ૧ કાળી મુસળી ૧ કપુર ૧ સાલંમીશ્રી ૧ કંકોળ ૧ કવચ બી ૧ અકલકારો ૧ ખસખસ ૧ લોદર ૧ ત્રીફલા ૧ ભોકોળું ૧ બદામ ૧ આસંદ ૧ ધોળી ચણોટી ૧ એ ઓસડો પાકમાં નાખી પાક તયાર કરવો, તે ખાવાથી ધાતુક્ષય, ધાતુશ્રાવ, બીંદુશ્રાવ, શંઢપણું, અલ્પવીર્યપણું, ઇત્યાદી રોગ મટેછે.

લસણ પાક—પાશેર લસણ છોલી રાતે છાસમાં પલાળવી એટલે તેની દુરગંધી જાયછે, સવારે પાણીથી ધોઇ પછી વાટી લોંદા કરવો અને એ પાણીમાં ઊકાળવો, પછી ઘીમાં શેકી તેમાં એવા ઓસડો નાખવા કે રાસ્ણા, શતાવરી, ગળોનુ સત્વ, કચુરો, સુંઠ, દેવદાર, ભેસવેલ, અજમો, ચીત્રક, વરીયાળી, સાટોડી, ત્રીફળા, પીપર, વાવડીંગ, એ ઓસડો એક એક તોલો લેઇ તેનો ભુકો કરી નાખવો, થંડુ થયા પછી તેમાં પાશેર મધ નાખવી, સાકરનો પાક કરી તેમાં ઊપરના ઓસડો નાખી ચાટણુ કરવું તેમાંથી ચાર તોલા નીત્ય ખાવી તેથી, સુઢવાયુ, અનુગ્રહ, અક્ષપક, કેડ, સાથળો, તથા સરવ આંગના સાંધાગત વાયુ એ દુર થાયછે. તથા વાન સારો કરેછે, અવરદા વધારેછે, પુષ્ટી તથા બળને આપેછે.

અમૃતભીલાતક પાક—ઝાડઊપરથી પવન વડે ખરી પડેલા ભીલામા ૪ શેર લાવી ઇટના ભુકાવડે ખડખડાવવા, પછી ધોઇ પવનમાં સુકવવા, અને તેના કકડા કરી તેથી ચોગણા પાણીમાં ઊકાળવા, ચોથે ભાગ રહયા પછી તેટલુંદુધ નાખી માવે

માથી તરત ઊઠેલાંને આપવાથી તેના અંગમા શક્તિ આવેછે, તેથી એ પાક ઘણો ઊપયોગી છે

કુમારી પાક—કુવારનો ગર્‍ભ ૧ શેર, સાકર ૨ શેર, દુધ ૪ શેર, રાતી બાખડ ઘી ના શેર, એલચીદાણા ૧ તોલુ, લવીંગ ૧ મીનાઈ ગુદર ૧ સુંઠ ૧ સમુદ્રસોશના બી ૧ જાયફળ ૧ વંશલોચન ૧ કેશર ૧ સાલમમીશ્રી ૧ અકલકરો ૧ આરેક ૧ બદામ ૯ નવટાંક, ચીરેંજી આજમો ૧, પુનાગ ૧ તોલા, કસ્તુરી ૩ માસા, એ સર્વ ઓસડોનો ઊપર કહ્યાપ્રમાણે પાક કરી તેમાથી એક ગોળીયુ નીત્ય ખાવું. તેથી ધાતુવૃદ્ધિ તથા પુષ્ટતા થાયછે, અસ્રપીત્ત દુર થાયછે

કંદરપ પાક—પીળા કાંદા ના શેર, દુધ ૨ શેર, ઘી ન શેર, મધ તોલા ૯, સાકર ૧ શેર તજ ૧ તોલુ જાયફળ ૧ તોલુ, લવીંગ ના તોલુ કેશર ના તોલા, જાવત્રી ॥ તોલા માવો તોલા ૯, દેવલીના બી ૪॥ તોલા, તામ્રભસ્મ ના તોલા, એ પાક ખાવાથી સર્વ લોપતાએ સારી રીતે પુરૂષાતનમા આવેછે

કૃષુસ પાક—પાકેલા કૃષુસ માવલી પીશીપા ના અરધો શેર. સાકર ૨ શેર, ઘી ન શેર, લવીંગ ૧ તોલા, તજ ૧, જાયફળ ૧ તોલા, સીસાભસ્મ ના અરધા તોલા, એ પાકથી ધાતુપુષ્ટી ઘણી થાયછે

પક્વામ્ર પાક—ઊભા પાકેલા આંબાનો રસ શેર ૪, સાકર ૧॥ શેર, ઘી ૧ શેર, સુંઠ તોલા ૪, મરી ૧ પીપર ૨ પીપરીમુળ ૨ નાગરમોથ ૨ ચવક ૨ ધાણા ૨ જીરૂ ૨ એલચીદાણા ૨ નાગકેશર ૨ તજ ૨ તાલીસપત્ર ૨ એ ઓસડો કપડછાણ કરી આંબાના રસનો માવો કરી તેમા તે ઓસડો મેલવી, પછી સાકરના પાકમાં મેળવા બાંધવા તેમાથી ૪ તોલા નીત્ય જમવાના પહેલા ખાવો, તેથી અરોચક, શ્વાસ, કાસ, ક્ષય, પીનસ, સંગ્રહણી, પ્રમેહ, વાત, ઇત્યાદી રોગોનો નાશ થાયછે એવા એ પાકના ગુણ પાકાવળીમા લખેલા છે

કુંકુરમાંડ પાક—કોહોળાના કટકા કરી કાળમા તે સાફ થવાવાસ્તુ નાખવા પછી ધાળીએ ધોઈ એક શેર દુધમા પકાવી પાછા ઘીમા તળવા, પીળા થવા પછી સાકરનો પાક કરી તેમા ઓસડો એવા નાખવા કે, પીપર તોલા, ૪ સુંઠ ૨ મરી ૧ જીરૂ ૨ આમળા ૨ તજ ૨ એલચી દાણા ૧ પત્રક ૧ ધાણા ૨ કચુરો ૨ પીપરીમુળ ૨ ચવક ૨ ચીત્રક ૨ વાગજી ૪ મુસળી ૪ લવીંગ ૧ એવું ચુરણ કરી પાકમા નાખી તની ગોળીઓ કરવી, તે ઘીનીસાથે ખાવી તેથી રક્તપીત્ત, જવર, કાસ, કમળો, તમકશ્વાસ, ભ્રમ, ઊલટી, તરસ, પાંડુરોગ, ક્ષતક્ષય, અપસ્માર, માથાનો રોગ, યોની શુળ, યોનીની માર્ફ્ત લોહીનો પ્રવાહ થાયછે તે, અગ્નિમંદ એવા રોગ નાશ પામી વીર્યની વૃદ્ધિ તથા પુષ્ટી થાયછે

પકાવવું તેનો ગોળો બનાવી તે થોડીક ઘીમાં તળી કાહાડવું અને સાકરનો પાક કરી તેમાં કાળામરી, સુંઠ, પીપર, પીંપરમુળ, ચિત્રકમુળ, અજમેદા, જીરૂં ધણા, બાકળી, વરીઆળી, જાયફળ, કચોરા, દાલચિની, તમાલપત્ર મોથા આ જીણસ એકેક પળ લઈ તેમાં સુંઠનુ ચુર્ણ તોલા ૬ મરીનુ ચુર્ણ ૬તોલા મેળવી પાક કરવો તે દરરોજ એક પલ પ્રમાણે ખાધાથી આમવાત તેમજ બધા વાત સંબધી રોગ, વિશમજ્વર, પાંડુરોગ, કામલા સર્વે જાતનો પ્રમેહ જસે.

કુટજાવલેહ—કુડાની છાલ એક ૪૦૦ તોલા લઈને તેનો જરાક ભુકો કરવો અને તેમાં પાણી એકદ્રોણ ૧૦૨૪ તોલા નાંખીને તેનો ઉકાળો ચોથો ભાગ રેહે તહાંસુધી કરવો અને કપડામાંથી ગાળી લેઇને તેમાં ગોડ ત્રણ પલ મુકી પછી ચુલા ઉપર રાખીને તેનો પાક કરવો અને તેમાં રસાંજન, મોચરસ, સુંઠ, મરી, પીંપર, હરડા, બેહડા, આમળ, લાજરી, ચીત્રક, પહાડમુળ, નાહનુ એલફળ, ઈંદ્રજવ વચ, ભીલામો, અતોવીષ, વાવડીગ, વાળો, એવી ૧૧ ઓસડો દરેક વજન ૧ પલ પ્રમાણે લઈ તેનું ચુર્ણ કરી પાકમાં નાંખવુ અને ઘી ૧૬ તોલા મુકી તે પાક થંડો કરવો પછી મધ ૧૬ તોલા મેળવવો એવી રીતે અવલેહ તૈયાર થાયછે આ અવલેહ બકરીના દુધમાં, અથવા તાકમાં, અથવા દહીમાં, અથવા ઘીમાં, અથવા પાણીસાથે લેવો પણ તે ખાધેલું અન્ન પચન થયા પછી લેવો અને પથ્ય સારૂ કરવુ તેથી સર્વે જાતની મુળવ્યાધી (હરશરોગ) મટી જાયછે તેમજ દુષ્ટ નામવાલા જે ભગદરાદી રોગ, અતિસાર, અવઠણું, સ ગ્રહણી, પાંડુરોગ રક્તપીત, કામળા, આમ્લપીત, સોજા, કૃશતા અને પ્રવાહકા (અતીસારનો ભેદ) એવા એવા રોગ દૂર થાયછે.

કંટકાર્યવલેહ—રીંગણી વજન ૪૦૦ તોલા લઇને તે જરાક કુટવી અને તેમાં પાણી દ્રોણ ૧ મુકી તેનો ચોથો ભાગ રેહે તહાંસુધી ઉકાળો કરવો અને કપડામાંથી ગાણી લઇ તે ઉકાળામાં ગળો, ચિત્રક, ચવક, મોથ, કાકડસીગી, સુંઠ, મરી પીપર, ધમાસા, ભારગની સાલ, રાસ્ના કચોરા એવી ૧૨ ઓસડો દરેક પલ પ્રમાણથી લઇ તેનુ ચુર્ણ કરી તેમાં મુકવુ પછી સાકર પલ ૨૦, ઘી ૮ પલ, શીરસેલ ૮ પલ એવી જીણસો તેમાં મુકી ફરીથી તે ગરમ કરીને તેનો લેહ કરવો તે થંડો થયા પછી તેમાં મધ પલ૮ મુકી પછી વ શલોચન પલ ૪, પીંપળી પલ ૪, એનું ચુર્ણ કરી તે ચુર્ણ લેહમાં મુકવું પછી તે લેહ મટોડીનું મજબુદ વાસન લઇ તેમાં રાખવો તે દરરોજ થોડા થોડા ખાવાથી ઉચકી, સ્વાસ, સર્વે જાતની ખાંસી એવા રોગ મટી જાયછે.

આવળાનો મુરંબો—આવળા સારા ઉંચા એક સેર લઈ તેને કાંટાથી ટોચી ટોચી નરમ કરવા અને દાબી રાખવા. તેનું પાણી નીકળી ગયા પછી તેનો

કરવો તે ધીમા સેકી તેનો ખોરો કરવો પછી સાકરનો પાક કરી તેમા સુંઠ, મરી, પીપર, હરરે, બેહડા, આમળા, કપુર, જટામાસી, તજ, જાવત્રી, એલચી, ખેરસાર ગોળો, સુખડ, વાળો, કબાબચીની, લવીંગ, ધોળી મુસળી, મોરવેલ, અજમો, નાગ મોથ, તગર, મજીઠ, લેંડીપીપર, સોહોગુ, જાયફળ, રૂમીમસ્તકી, જીરૂ, સમુદ્રશોષ, એલાલકડી, લોદ્ર, રસોદ્ર, બળ, કેશર, એ સરવ ઓસડો એક એક તોલો લઇ પાકમા નાખી પાક કરવો, તેમાથી બે તોલા પાક નીત્ય સવારમા ખાવો, તેથી અમર પ્રકારના કોઢ, પ્રદર, અગ્નિમંદ, દંતવીકાર, સરવ વાયુવીકાર દુર થઇ બુધિ, મેધા, આવરદા, પુષ્ટી સારા થાયછે

એરંડ પાક—એરંડી ૧ શેર લેઇ સેકવી, અને ઊપરના ફોતરા કાઢી તેમા વલી અંતર જીભ કાઢી મગ જે રેહતે વાટવો પછી ૪ શેર દુધમા નાખી તેનો માવો કરવો અને ધીમા તળવો, તે પકકા બે શેર સાકરનો પાકમાં, નાખવો તથા તેમા બીજા ઓસડો એવા કે સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, નાગકેશર, એલચી પીપરીમુળ, ચીત્રક, ચવક, ગળોનુ સત્વ, કચોરો, અજમો, અજમોદ, હળદ, દારૂ હળદર, આસદ, ચીકણો, પહાડમુળ, ગોરખી વાવડીંગ, ગોખરૂ, કુમની આલ, દેવદાર પુષ્કર, સોહોગુ એ એક એક તોલો લેઇ વીધિ પુરણ કરી નાખવો, પછી પાક અવટાવી, તેના ચોસલા વાસણમા ભરી મુકવા, તેમાથી એક ચોસલુ નીત્ય ખાવો તેથી વાયુની વ્યાધી, શુળ, શોષ, અજીર્ણ, ઊદર, પેટફુલવુ, ગુલ્મ, આમવાત, કેડ ઝલાયછે તે, હેડકી, સ્વાસ, કાસ, પક્ષાઘાત, પંગુપણુ, અરદીતાદી વાયુરોગ, અશ્મરી, આદીરોગ નાશ પામી બલ વીર્યપુષ્ટી થાયછે

જીરા પાક—એક શેર જીરૂ, ૪ શેર દુધમા પકવી તેનો માવો કરવો તે ધીમા સેકવો, પછી બે શેર સાકરનો પાક કરી તેમા તજ, જાવત્રી, એલચી, નાગકેશર, પીપર, સુંઠ, જીરૂ, નાગરમોથ, વાળો, દારૂ હળદની છાલ, રસાંજન, ધાણા, હળદર, સાલ મમીસી, વંશલોચન, તવખીર, એ દરેક ઓસડ બે બે તોલા ખાંડી નાખવાં આ જીરાપાક ખાવા જીરા અવલેહ, પ્રદર, રક્તપીત્ત, મુખરોગ, પ્રમેહ, અશ્મરી, જીરણ જ્વર, દાહ, પીનસ, અરસારોગ, એની શાંતી કરેછે

સેવતી પાક—કડાવાલી સેવતીના ૧ ફૂલ લઇને ધીમા તળવુ પછી ખડી સાકર ૨ શેર લઇને તેનો પાક કરી તેમા તજ, વેલચીદાણા જાવત્રી તથા નાગકેશર ચાર ચાર તોળા, અને મહુડા અરધ શેર, મધ તોળા ૪, મુળવેલનુ સત્વ ૮ પલ, આ પ્રમાણે જીનસ લઇ તેનો પાક કરવો તેનુ સેવન કરવાથી જીરણજ્વર, ઉપરસ, ખાસી, તેમજ, છાતીમા ક્ષત પડવાથી થએલી ખાસી, પ્રદર, રક્તશોષ, અરથ, નેત્રરોગ જાયછે

મેથી પાક—અરધો શેર મેથી, પાશેર સુંઠ આ બેઉનુ ચુર્ણ કરી દુધમાં

કંદર્પભુપણ અવલેહ—ધોળા કાંદા સારા લેઈ તેને આમળાની પેઠે ભોંકવા પછી જરા બાફ આપી લુગડાથી પુછવા, અને તે મધમાં નાખવા, પછી તે વાસણનુ મો બાંધી ચુલાઊપર ટાંગી મુકવી ચાર મહીના થયા પછી કાઢી તેમાંથેલો એક એક કાંદો સવારે ખાતા જણીં પથ્ય મધુર આહાર કરવો ચઊદ દિવસ એવી રીતે ખાવું તેથી વીર્યવૃદ્ધિ સારી થાયછે, શરીર પુષ્ટ થાયછે.

દ્રાક્ષાઅવલેહ—દરાખ દુધમાં વાટી ઘીમાં તળવી, પછી સાકરના પાકમાં નાખી કુસ્માંડ અવલેહમાં જે ઓસડો કહ્યા છે તે નાખી બરણીમાં ભરી મુકવો, એ ખાવાથી અમ્લપીત્ત, રક્તપીત્ત, ક્ષય, પાંડુ, કમળો, અશક્તપણું એ દુર થઈ શરીર પુષ્ટ થાયછે. તથા અગ્નિ પ્રદીપ્ત થાયછે.

કુષ્માંડ અવલેહ—પાકેલુ કોહોળુ ખમણી તે ખમણનુ પાણી કપડાથી કાઢી નાખણીં, પછી સુકવી ઘીમાં રતાસઊપર આવે તહાંસુધી સેકવું પછી હેઠે ઊતારી તેમાં બદામ તળીને નાખવા, માવો સેકી નાખવો અને જાયફળ, લવીંગ, જાવંત્રી, એલચીદાણા, વંશલોચન, તજ, તમાલપત્ર, નાગકેશર, કમળકાકડી, એ ઓસડો ઝીણા કરી નાખવા, સરવ ઓસડથી ખમણી સાકર લેઈ કોહળાના પાણીમાં પાક કરવો, તેમાં કેશર નાખી ચાસણી કરવી. અને સરવ ઓસડો નાખી હલાવી મુકવું, એ ઓસડમાંથી નીત્યબે બે તોલા ખાવું તેથી અમ્લ-પીત્ત, બગતરા, ભ્રમ, સોસ, નબળાપણ, અગ્નિમંદ, દુર થઇ પુષ્ટી થાયછે.

આદા અવલેહ—પાશેર આદાની છાલ કાહાડી ખમણવુ, પછી ઘીમાં સેકવુ. ૧ શેર ગોળ અથવા સાકર નાખી પાક કરવો, તેમાં આદાનુ ખમણ નાંખી તેમાં તજ તોલા ૨ એલચી ૨ જાવત્રી ૨ નાગકેશર ૨ લવીંગ ૨ હીમજ ૨ ભારં-ગમુળ ૨ અરડુસો ૨ લીંબડાની સાલ ૨ દેવદાર ૨ આસંદ ૨ જાયફળ ૨ અગર ૨ દરાખ ૨ એ ઓસડો નાખી વાસણમાં ભરી મુકવું. એ ખાવાથી કાસ, શ્વાસ, ક્ષય, મંદાગ્ની, છાતીનો રોગ એની શાંતી થાયછે.

બીહીનો મુરબો—બીહીના ફળો કાંપી તેહની ચીરો બાફવી પછી સાક-રનો પાક કરી તેમા કેશર વગેરે મસાલો નાંખી તે ચીરો તેમાં નાંખી. યે મુરબો પીત્તઊપર ઘણો સારો છે.

બીજોરાનો મુરબો—એ મુરબો ઊપરની રીતપ્રમાણે કરવો, એપણ પીતઊપર ઘણો ઊપયોગી છે.

યાકુતી—ભાંગના પાન ના શેર લેઈ લુગડામાં નાખી સારી રીતે ધોવા, પછી તેની પોટલી બાંધી ચાર શેર દુધમાં નાખવી, અને તે દુધ સારી રીતે કઢી મેળવવુ અને તે દહી વલોવી માખણ કાઢી ઘી કરવુ પછી તે ઘીમાં બદામ ॥ શેર,

ફટકડીના પાણીમા મધ્યમ પ્રકારે પકાવવા અને નીચોઇ લેવાં પછી ચાર શેર સાકરનો પાક કરી તેનો મેલ કાઢી નાખવો, અને તે આમળાંને પાકમા નાંખી જરા પકવો રેવો પછી નીચોઇ લેઇ બીજો ચાર સેર સાકરનો પાક કરી તેનો મેલ કાઢી તે પાક થાય એટલે તેમા તે આમળા નાખવા તથા કેશર તોલા ના નાંખવું એટલે મુરબ્બો થયો, એ પીત મટાડવાને ઘણો ઉપયોગી છે તથા પૌષ્ટીક છે

આંબાનો મુરબ્બો—આંબા સારા ભરાએલા કાચા લેઇ તેની છાલ ઉતારી કાપી મુકવા, પાણી નીકળી જાય એટલે તેહને જરાક બાફ આપવી તથા આમળાની પેઠે એમજ મુરબ્બો કરવો, એ મુરબ્બો ઘણો રૂચી આપનારો છે

નારીયળનો સીરકો—નારીયળ નગ ૫૦ કુણા લેઇ તેનુ પાણી કાઢી તાંબામા નાખવી અને ધીમા તાપથી રાબ જેવુ જાડુ થયે ત્યાંસુધી ઉકાળવું, પછી, તેમા કેશર ના તોલુ તથા લવીંગનુ ચુરણ १ તોલુ નાખી ઉતારી લેવો. એ સીરકો સારી રીતે રક્તની વૃદ્ધિ કરનારો છે તથા બીજા ઓસડના અનુપાનમાં ઉપયોગી પડછે તથા પુષ્ટી આપેછે

દાડમનો સીરકો—દાડમ નગ २० સારાં પાકેલા રસદાર એવા લેઇ તેનો રસ કાઢી કલઇ દીધેલા વાસણમા ઉકાળવુ તેમા સાકર १ શેર નાખવી રાબ જેવું જાડો થયા પછી ના તોલું કેશર, १ તોલુ એલચીનો ભુકો નાખી સીસામા ભરી મુકવો. પીતઉપર તથા ઊલટીઉપર ઘણો ઉપયોગી છે લીંબુનો સીરકો પણ એજ પ્રમાણે કરવો.

આદાનો સીરકો—આદાનો રસ કાઢી તેમા પાણી નાખવી પછી સાકર નાખી પાક કરવો તેમા કેશર, એલચી, જાયફળ, જાવત્રી, લવીંગ, એ નાખી ભરી મુકવો, એ સ્વાસ, કાસ, અગ્નિમંદ, અરૂચી, એઉપર ઉપયોગી છે –

કોકમનો સીરકો—કોકમના પાકેલા ફળ લેઇને તેનો રસ કાઢવો તેમાં સાકર નાખી ચાસણી કરવી એ પીતઉપર ઉપયોગી છે.

અરડુસા અવલેહ—અરડુસાના પાનોને બાફ આપી તે રાતવરે ચોળી તેને રસ કાઢાવવો, તેમા સાકર નાખી મધ જેવો પાક કરવો પછી તેમા મેહુડા તથા હળદરનુ ચુરણ નાખી મુકવો, અને તે વાર વાર ચાટતા રેહવું તેથી ઊલટી, ક્ષય, કાસ, રક્તપીત્ત, સ્વાસ, એ જાયછે

ગુલકંદ—ઊંચા ગુલાબના ફુલો લેઇ તેની પાખડીયો કાઢવી, તેથી બમણી અથવા અઢીગણી સાકર લેઇ કાચનીબરણીમા દીવા જેટલીમા એક થર પાખડીનો તેઉપર સાકરનો એવી રીતે થર ઊપર થર આપવા અને તેનુ મોઢુ બાંધી તડકામાં રાખી મુકવી, એટલે પાખડીયો તથા સાકરનુ એકત્વપણુ થઇ ગુલકંદ થાયછે

મરી ૧૧ સુંઠ ૧૨ સાકર ૧૩ ધોળું કમળ ૧૪ કમળ ૧૫ સાટોડી ૧૬ હળદ ૧૭ દારૂહળદ ૧૮ જેસ્ઠીમધ ૧૯ એ ઓગણીસ ઓસડો એક એક તોલુ લેઇ તેનો કલક કરી ઘીમાં નાંખવો, એકલુ ઘી રેહે તહાંસુધી પાક કરી ઘી ગાળી લેઊ એને ત્રીફળા ઘત કહેછે, એ ઘી પેટમાં લીધુ હોય તો રાતઅંધાપણુ તથા નોળીયાની પેઠે આખો ચકચકાર કરી ઝાજવા આગળ આવેછે તે રોગ તથા આખોની ચળ તથા આખોનો રોગ જેપીલ્લ તથા આખોમાંથી પાણી પડેછે તે રોગ તથા આખોમાં પડળ આવેછે તે રોગ તથા આંખોમાં તમરા આવેછે તે તથા મોતીઓ ઊતરેછે તે, તથા આજક નામનો નેત્રરોગ તે; એવા સર્વ રોગ દુર થાયછે. એવીના બીજા નહાના મોઠા રહેલાં જે આંખોના રોગ તે પણ દુર થાયછે, તથા એ ઘી નાકમાં પણ નાખવાના ઊપયોગી આવેછે.

કામદેવ ઘૃત—આસંધ ૧ તુલા (એટલે ૪૦૦ તોલા) તથા તેના અરધ ગોખરૂ લેઊં તથા ચીકણુમુળ ૧ ગળો ૨ જંગલી ગાંજો ૩ વીદારીકંદ ૪ શતાવરી ૫ સાટોડી ૬ પીપરીમુળ ૭ સુંઠ ૮ શીવણુનુફળ ૯ કમળબીજ ૧૦ અડદ ૧૧ એ અગ્યાર ઓસડો ચાળીસ ચાળીસ તોલા પ્રમાણે લેઈ એને કચરા કરી એખઠા કરવા, અને તેમાં પાણી ચાર દ્રોણ (એટલે ૪૦૯૬ તોલા) નાંખી તેનો ચોથા ભાગનુ પાણી રેહે તહાંસુધી ઊકાળો કરી ગાળી લેવો. તેમાં કલક કરી નાખવાના ઓસડો એવા કે-જેઠીમધ ૧ વીદારીકંદ ૨ આસંદ ૩ હરણવેલ ૪ જેઠીમધ ૫ જંગલીમગ ૬ જંગલી અડદ ૭ એ વઇદકમાં જીવણીયેગણ કહેલો છે તેના ઓસડો જાણવા. કોસ્ટ ૮ પદમકાસ્ટ ૯ રતાંજલી ૧૦ તમાલપત્ર ૧૧ પીપર ૧૨ દરાખ ૧૩ કવચ બીજ ૧૪ કાળુ કમળ ૧૫ નાગકેશર ૧૬ કાળી ઉપરસળી ૧૭ ધોળી ઉપલસરી ૧૮ નાગબલા ૧૯ એ ઓગણીસ ઓસડો એક એક તોલુ લેઈ તેનો કલક કરી ઊકાળામાં નાંખવો. સાકર ૮ તોલા નાંખવી તથા ધોળી સેરડીના રસ તથા ઘી એ દરએક ૨૨૬ તોલા પ્રમાણે લેવા તે ઊકાળામાં ધીમાં તાપથી એકલુ ઘી બાકી રહે તહાંસુધી તે પાક કરી પછી તે ઘી ગાળી લેઊં તે લીધું હોય તો તેથી રક્તપીત્ત તથા ઊરક્ષત રોગ તથા પંડરોગના પેટા માયલો હલીમક રોગ તથા પંડરોગ નાશ પામેછે તથા શરીરનો વાન ફરી જાયછે તે રોગ તથા સ્વરક્ષય તથા વાતરક્ત, મુત્રકછ તથા પીઠનુ શુળ તથા આંખોમા કમળો થાયછે તે, તથા ધાતુક્ષય છાતીમાં બળતરા થાયછે તે શરીરને દુબળાપણું શરીરના તેજનો ક્ષય એવા સર્વ રોગ દુર થાયછે. તથા આ ઘી જે સ્ત્રીયોને છોકરૂં ન થાતુ હોય તેવોને પણ છોકરાની પ્રાપ્તી કરેછે. પુરૂષને ધાતુ ઉત્પન્ન કરેછે હૃદયને હિતાકારી થાયછે. બલ આપેછે. એ ઘી રસાયણછે, એને કામદેવ ઘૃત એઊ કહેછે.

કાસીસાધી ઘૃત—હીરાકસ ૧ હળદર ૨ દારૂ હળદર ૩ નાગરમોથ ૪ હરતાળ ૫ મનસીલ ૬ કપીલો ૭ ગંધક ૮ વાવડીંગ ૯ ગુગળ ૧૦ મીણ ૧૧ મરી ૧૨ કોસ્ટ

પીસ્તા ના સેર, બાવો ૅ। સેર, ખીસમીસ ના સેર, ચારોળી ના સેર, વગેરે તળી ાાા સેર સાકરના પાકમા તે જણસો નાખી તેમા જાયફળ તોલુ ૧ જાવત્રી ૧ એલચીદાણા ૧ સમુદ્રસોસનુ બી ૧ અફીણ ૧ કેસર ૧ રૂમામસ્તકી ૧ કંકોલ ૧ સાલમ મીસ્રી ૨ ધોળી મુસળી ૨ કાળી મુસળી ૨ આસકંદ ૨ શતાવરી ૨ કવચબી ૨ ગોખરૂ ૨ તાલીમખાનુ ૧ અકલકારો ૧ સુંઠ ૧ મરી ૧ પીપરીમુળ ૧ એ ઓસડો ઝીણા કરી નાખવા અને રહેલા બાગના ધીમા નાખી બરણીમા તે પાકુતી ભરી મુકવી એ પાકુતી ગવસેહ જેવી મારવામા આવે એવી ઓઇધ, એ ખાવાથી ધાતુ સ્તભન, ધાતુની વૃદ્ધિ ઘણી થાયછે એ પાકુતીમા કેફની શક્તિ વધારીછે ઓછિપર અરધા સેર દુધ પીવુ જેને કેફની ટેવ નથી તેણે એ ખાવી નહી કદાચ ખાવી હોય તો ઘણી થોડી ખાવી, તેનો ઊતાર લીંબુ તથા છાસભાત

---

## ઘૃતો.

કલ્યાણ ઘૃત—ત્રીફલા ૩ હળદર ૪ દારૂહળદર ૫ રેણુકબીજ ૬ કાળી ઊપલસરી ૭ ધોળી ઊપલસરી ૮ વાયકીના મુળ ૯ જબલી બાજબો ૧૦ જગલી ભાસ ૧૧ દેવદાર ૧૨ એલવાલુક ૧૩ તગર ૧૪ કાવકળમુળ ૧૫ હતીમુળ ૧૬ દાડમની છાલ ૧૭ નાગકેશર ૧૮ કાળુ કમળ ૧૯ એલચી ૨૦ મજીઠ ૨૧ વાવડીંગ ૨૨ કોસ્ટ ૨૩ પદમકાષ્ટ ૨૪ જાઈના ફુલ ૨૫ ધોળી મુખડ ૨૬ તાલીસપત્ર ૨૭ દીંગણી ૨૮ એ અઠાવીસ ઓસડો એક એક તોલો લેઈ તેનો કલક કરી તેથી ચોગણા પાણીમા તે કલક તથા ઘી ચોસઠ તોલા નાખી એકલુ ઘી બાકી રહે તહા સુધી પાક કરી પછી તે ઘી ગાળી મુકવુ તે સેવન કરવાથી વાઈ, ક્ષયરોગ, તાવ, ઉ માદરોગ, વાતરક્ત, ઉદ્રસ, અગ્નિમંદ, સળેખમ, કેડનુ શુળ, તરીયો તાવ, ચોથીયો તાવ, મુત્રકૃછ, ખરજેવુ પણ થાયછે તે, ભળ, પાડુરોગ, સાપ વગેરેના ઝેહરી વીકાર, વછનાગ વગેરે વીશનો વીકાર, પ્રમેહ, એ રોગ દુર થાયછે તથા એ ઘી વાઝણી સ્ત્રીને છોકર આપેછે, તથા એ બીધી ભુતબાધા દુર થાયછે

ત્રીફલાઘૃત—હરડે ૧ બેહેડા ૧ આમળા ૧ એ ત્રણનો અગરસ જુદો જુદો ચોસઠ તોલા લેવો અગરસ ન મળે તો તેના આઠગુણુ પાણી નાખી ચોથા ભાગનુ પાણી રહે તહાસુધી ઊકાળો કરવો, તેને અગરસ એવુ નામછે તે રસ ચોસઠ ચોસઠ તોલા લેવો. તથા અરડુસાનો રસ તોલા ૬૪ ભાંગરાનો રસ ૬૪ બકરીનુ દુધ ૬૪ એ સર્વ રસ તથા દુધ એકઠા કરી તેમાં ઘી ચોસઠ તોલા નાંખવું તથા તેમા કલક કરી નાખવાના જે ઓસડો તે એવા કે હરડે ૧ બેહેડાર આમળા ૩ પીપર ૪ દરાખ ૫ ધોળી મુખડ ૬ કીમીઆરોણ ૭ ચીકણામુળ ૮ કાકોલી ૯ ક્ષીરકાકોલી એ બેઉ ન મળે તો તેના બદલામા આશગંધ લેવો જેઠીમધ ૧૦

મરી ૧૧ સુંઠ ૧૨ સાકર ૧૩ ધોળું કમળ ૧૪ કમળ ૧૫ સાટોડી ૧૬ હળદ ૧૭ દારૂહળદ ૧૮ જેસ્ઠીમધ ૧૯ એ ઓગણીસ ઓસડો એક એક તોલુ લેઇ તેનો કલક કરી ઘીમાં નાંખવો, એકલુ ઘી રેહે તહાંસુધી પાક કરી ઘી ગાળી લેઊ એને ત્રીફળા ધત કહેછે, એ ઘી પેટમાં લીધુ હોય તો રાતઅંધાપણુ તથા નોળીયાની પેઠે આખો ચકચકાટ ફરી ઝાજવા આગળ આવેછે તે રોગ તથા આખોની ચળ તથા આખોનો રોગ જેપીલ્લ તથા આખોમાંથી પાણી પડછે તે રોગ તથા આખોમાં પડળ આવેછે તે રોગ તથા આંખોમાં તમરા આવેછે તે તથા મોતીઓ ઊતરેછે તે, તથા આજક નામનો નેત્રરોગ તે; એવા સર્વ રોગ દુર થાયછે. એવીના બીજા નહાના મોઠા રહેલાં જે આંખોના રોગ તે પણ દુર થાયછે, તથા એ ઘી નાકમાં પણ નાખવાના ઉપયોગી આવેછે.

કામદેવ ધૃત—આસંધ ૧ તુલા (એટલે ૪૦૦ તોલા) તથા તેના અરધ ગોખરૂ લેઊં તથા ચીકણુમુળ ૧ ગળો ૨ જંગલી ગાંજો ૩ વીદારીકંદ ૪ શતાવરી ૫ સાટોડી ૬ પીપરીમુળ ૭ સુંઠ ૮ શીવણુનુફળ ૯ કમળબીજ ૧૦ અડદ ૧૧ એ અગ્યાર ઓસડો ચાળીસ ચાળીસ તોલા પ્રમાણે લેઈ એને કચરા કરી એખઠા કરવા, અને તેમાં પાણી ચાર દ્રોણ ( એટલે ૪૦૯૬ તોલા ) નાંખી તેનો ચોથા ભાગનુ પાણી રેહે તહાંસુધી ઉકાળો કરી ગાળી લેવો. તેમાં કલક કરી નાખવાના ઓસડો એવા કે-જેઠીમધ ૧ વીદારીકંદ ૨ આસંદ ૩ હરણુવેલ ૪ જેઠીમધ ૫ જંગલીમગ ૬ જંગલી અડદ ૭ એ વધદકમાં જીવણીયેગણ કહેલો છે તેના ઓસડો જાણવા. કોસ્ટ ૮ પદમકાસ્ટ ૯ રતાંજલી ૧૦ તમાલપત્ર ૧૧ પીપર ૧૨ દરાખ ૧૩ કવચ બીજ ૧૪ કાળુ કમળ ૧૫ નાગકેશર ૧૬ કાળી ઉપરસાળી ૧૭ ધોળી ઉપલસરી ૧૮ નાગબલા ૧૯ એ ઓગણીસ ઓસડો એક એક તોલુ લેઈ તેનો કલક કરી ઊકાળામાં નાંખવો. સાકર ૮ તોલા નાંખવી તથા ધોળી સેરડીનો રસ તથા ઘી એ દરએક ૨૨૬ તોલા પ્રમાણે લેવા તે ઉકાળામાં ધીમાં તાપથી એકલુ ઘી બાકી રહે તહાંસુધી તે પાક કરી પછી તે ઘી ગાળી લેઊં તે લીધું હોય તો તેથી રક્તપીત્ત તથા ઊરક્ષત રોગ તથા પંડુરોગના પેટા માયલો હલીમક રોગ તથા પંડુરોગ નાશ પામેછે તથા શરીરનો વાન ફરી જાયછે તે રોગ તથા સ્વરક્ષય તથા વાતરક્ત, સુત્રકછ તથા પીઠનુ શુળ તથા આંખોમા કમળો થાયછે તે, તથા ધાતુક્ષય છાતીમાં બળતરા થાયછે તે શરીરને દુબળાપણું શરીરના તેજનો ક્ષય એવા સર્વ રોગ દુર થાયછે. તથા આ ઘી જે સ્રીયોને છોકરૂં ન થાતુ હોય તેવોને પણ છોકરાની પ્રાપ્તી કરેછે. પુરૂષને ધાતુ ઉત્પન્ન કરેછે હૃદયને હિતાકારી થાયછે. બલ આપેછે. એ ઘી રસાયણછે, એને કામદેવ ધૃત એઊ કહેછે.

કાસીસાદી ધૃત—હીરાકસ ૧ હળદર ૨ દારૂ હળદર ૩ નાગરમોથ ૪ હરતાળ ૫ મનસીલ ૬ કપીલો ૭ ગંધક ૮ વાવડીંગ ૯ ગુગળ ૧૦ મીણ ૧૧ મરી ૧૨ કોસ્ટ

૧૩ મોરશુત ૧૪ પીળીસરસી ૧૫ રસાંજન ૧૬ સીંદુર ૧૭ ગંધીલાબેરોજો ૧૮ રતાંજલી ૧૯ એરછાલ ૨૦ કડવા લીંબડાના પાન ૨૧ કરંજ બીજ ૨૨ ભીંપલાસરી ૨૩ વજ ૨૪ મજીઠ ૨૫ જેઠીમધ ૨૬ જટામાસી ૨૭ સીરસ ૨૮ લોદર ૨૯ પદમકાસ્ટ ૩૦ હીમજ ૩૧ કુવાડીઆનું બીજ ૩૨ એ બતરીસ ઓસડો એક એક તોલું લેઈ તેનું ચુર્ણ કરી ૧૨૦ તોલા ઘી તાંબાના વાસણમા નાખી તેમા તે ચુર્ણ મેળવી સાત દિવસ તડકામા મુકવું, પછી તે ઘી મ્હોડે લગાડીએ, તેથી સર્વેકોઢ, બળતરડ, ખસ, તથા પપેટા થાયછે તે વીચરચીકા રોગ, તથા ઈંદ્રીને શુકરોગ, થાયછે તે. વીસર્પરોગ વાતરકત ધકે વીસ્ફોટક રોગ થાયછે તે માથાના ગુમડા, ઉપદંશરોગ, જેહને ગરમી કહેછે તે, નાડીના વીશ જે દુષ્ટ વ્રણ થાયછે તે, સોજો, સમસ્ત એ રોગ દુર થાયછે તથા એ ઘી વ્રણ વગેરેનું શોધન કરેછે, તથા વ્રણ વગેરે ભરી લાવેછે અને જેવી પ્રથમની કાંતી હોય તેવી કરેછે

વાજીકરણ ઘ્રુત—પીળી કન્હેરના મુળ બે શેર લાવી તેના આઠ શેર પાણીમાં ઉકાળો કરવો, તેનો ચોથોભાગ રાખી તેમા બે શેર દુધ નાંખી તેમા બે તોલા મોચરસ, જાવફળ ૨, લવ ત્રી ૨, કેશર ૨, કસ્તુરી ૧, નાખી દુધ કરવું પછી તેને મેળવી દહી કરવું, તે વલોઈ માખણ કાઢી તેનું ઘી કરી મુકવું, તે ઘી નાગરવેલના પાનને એક ટીંપુ લગાડી તે પાનનું બીડું ખાવું, તેથી અંગમા હુશારી આવી મંદવીર્ય પુરૂષ હોય તો સતેજ થાયછે, અને બપેજ થાયછે એ ઘી અનુભવી છે

---

## તેલો

નારાયણ તેલ—આસંધ ૧ બીકણામુળ ૨ બીલીમુળ ૩ પહાડમુળ ૪ રીંગણી ૫ ભોરીંગણી ૬ ગોખરૂ ૭ અતીબલા ૮ કડવો લીંબડો ૯ રેંડુ ૧૦ સાટોડી ૧૧ ગાડરવેલ ૧૨ અરણ્ય ૧૩ એ તેર ઓસડો ચાળીસ ચાળીસ તોલા લેઈ અધકચરા કરી તેમા પાણી ૪૦૯૬ તોલા નાખી તેના ચોથા ભાગનું પાણી રહે તહાસુધી ઉકાળો કરી ગાળી લેવો તેમા તલનુ તેલ ૨૫૬ તોલા નાખવું તથા શતાવરીનો અંગરસ ૨૫૬ તોલા, ગાયનું દુધ ૧૦૨૪ તોલા એપ્રમાણે તેલમા નાખી પછી તેમા કલક કરી નાખવાના ઓસડો એવા કે, કોસ્ટ ૧ એલચી ૨ પીળી સુખડ ૩ મોરવેલ ૪ વજ ૫ જટામાસી ૬ સીંધાલોણ ૭ આસંદ ૮ બીકણામુળ ૯ રાસ્ના ૧૦ વરીઆળી ૧૧ દેવદાર ૧૨ જંગલી ગાળે ૧૩ જંગલી ભાલ ૧૪ જંગલી મગ ૧૫ જંગલી અડદ ૧૬ તગર ૧૭ એ સતરા ઓસડો આઠ આઠ તોલા લેઈ તેનો કલક કરી તે તેલમા નાખવો અને ધીમા તાપે એકલું તેલ બાકી રહે તાહાસુધી પાક કરી તેલ ગાળી લેવું એને નારાયણ તેલ કહેછે એ તેલ નાકમા ઘાલવા વીષે તથા પીવાવીષે તથા પેડુ વગેરેના કદ વીષે યોજવું, એપદે પક્ષપાત એટલે આરધાંગ વાયુ, હનુસ્તંભ, મન્યા

